ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પઃ ત્રીજું

# બિરબલનો બન્ધુ




ગાંડીવ સાહિત્ય મન્દિર, સુરત

ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પ: : ત્રીજું

# બિરબલનો બન્ધુ

અનુવાદક
નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮[illegible] કેળાંપીઠ
સુરત

[ કિંમત: ૦-૮-૦ ]  [ ઇસ્વી ૧૯૨૮

આ પુષ્પ
ઉત્તર વિભાગના શ્રીમાન
વિદ્યાધિકારીએ તેમજ ગુજ-
રાત વિદ્યાપીઠે ઇનામ વિ૦
માટે મંજુર કરેલું છે



બીજી સચિત્ર આવૃત્તિ

આ પુષ્પ
ગાંડીવ છાપખાનું સુરતમાં
છાપી ગાંડીવ સાહિત્ય મંદિર
તરફથી નટવરલાલ વીમા-
વાળાએ પ્રગટ કરેલું છે.

# હાજરજવાબી અને સમયસૂચકતા

માણુસના જીવનને સહેજે
સફળ કરનારાં એ બે
ગુણુ કેળવવાની
ભલામણુ
સાથે

ચિ ______________________ ને

સપ્રેમ સાશિષ
ભેટ

લિ૦ ______________________

# આરંભે

બે બોલ લખવાનો ધારો પડીજ ગયેલો છે. આ ચોપડીમાંની વાતો ગુજરાતી ભાષામાં તો પહેલીજ વાર છપાઇ બહાર પડે છે. ઇંગ્રેજીમાં નટેશન કું. એ રાયા અને અપ્પાજીની વાતો નામથી પુસ્તક પ્રગટ કર્યું છે. તેજ આ વાતો. એને ગુજરાતીમાં ઉતારતાં તરજુમો કરવામાં આવ્યો નથી, પરંતુ નવેસરથીજ રચના કરી છે, એટલુંજ નહિ પરંતુ કેટલેક સ્થળે તો વાતના ચણતરમાં પણ જૂજ ફેરફાર કર્યા છે. બેએક વાતો ગુજરાતીમાં ઘણે સ્થળે જુદા પાત્રોમાં ચવાઇ ગયેલી હોવાથી કાઢી નાંખી છે. દાખલા તરીકે, સત્તર હાથીની વહેંચણીવાળી વાર્તા જે ગુજરાતી ચોથી ચોપડીમાં છે તે અપ્પાજીની વાતોમાં આવે છે. એ વાત અહિં પ્રગટ કરવી એ પિંજણુજ ગણાય. આવી બીજી પણ એક બે વાતો કાઢી નાંખી છે. કેટલીક વાતો પરિચિત હોવા છતાં કંઇક સ્વરૂપભેદ હોવાથી તેને રાખવાનું યોગ્ય ધાર્યું છે.

આશા છે કે આ વાતો બાલ-ગુજરાતને રૂચિકર નીવડશે.

પ્રકાશક.

# બીજી આવૃત્તિ

બિરબલનો બન્ધુની પહેલી આવૃત્તિ ૧૯૨૬માં પ્રગટ થઇ હતી. તે પછી આ બીજી આવૃત્તિ બે વરસને ગાળે પ્રગટ થાય છે. આ વેળા કદ બદલ્યું છે અને રા. મિસ્ત્રીનાં ચાર ચિત્રો તૈયાર કરાવી મૂક્યાં છે.

૧

# વરદાન

મદ્રાસ ઇલાકામાં તેન્નલી નામનું એક ગામ છે. સેંકડો વરસ પર ત્યાં એક બ્રાહ્મણ રહેતો હતો. એ બ્રાહ્મણને રામા નામનો છોકરો હતો. એ રામાની ચતુરાઈની વાતો હું તમને આજે કહેવાનો છું.

રામા દેખાવડો હતો. બોલવે ચાલવે પણ ભારે ચાલાક હતો. વાતો કરવામાં એ બહુજ શૂરો હતો. ભણવાને નામે આરતિ. આગળ ભણે ને પાછળ ભૂલે. તેના બાપે તેને શાસ્ત્રોનો અભ્યાસ કરવા મૂકેલો; પણ ભાઈ સાહેબ તો નિશાળે જાય જ શાના? ગામમાં ભટકયા કરે અને તરેહવાર તોફાન જગાવતા ફરે. કંઇ કંઇ ટીખળ કરતા જાય, ને ખીખીખીખી હસતા જાય.

પણ રામાનું નસીબ મોટું હતું, હોં! નહિ હોય, તો કંઇ આજે તમે એને યાદ કરવાના હતા? એટલે નસીબ-સંજોગે ગામમાં ફરતાં ફરતાં એક દહાડો એને એક બાવાજી મહારાજ મળ્યા.

આ બાવાજી મહારાજ મોટા ભગત હતા. હરહમ્મેશ કાળકા માતાનું ધ્યાન ધરે. માતાની તેમના પર મહેરબાની પણ ઘણી. એવા એ બાવાજીનો, ટીખળી રામા સાથે ભેટો થયો. તેમને લાગ્યું કે આ છોકરો નામ કાઢવાનો છે. એને જરા મદદ મળવી જોઇએ; તો એની મગજ શકિત ખીલે, ને એ સીધે રસ્તે પડે.

એટલે તેણે રામાને બૂમ પાડી. બોલાવીને કહે છેઃ બેટા, તું આમ તોફાન કેમ કર્યાં કરે છે?

અમારી મરજી—એમ રોફભેરજ રામાએ તો જવાબ દીધો.

પણ ત્યારે તું હું કહું તે કરીશ? જો, તને બહુજ ફાયદો થશે!

તમારે કહેવું હોય તો કહો. બાકી ફાયદો બાયદો તો ઠીક છે. મગજમાં ઉતરશે તો કરીશું–રામો બોલ્યો.

જો ત્યારે, હું તને એક મંતર આપું છું. એ મંતર તારે જપવાનો છે. પણ ક્યાં, તે તું જાણે છે?

રામાએ ડોકું ધુણાવ્યું.

ગામ બહાર કાળકા માતાનું મન્દિર છે. અમાસની રાતે ત્યાં એકલા જવું. સવાલાખ વાર મંતર બોલવો. પછી જોજે,

કાળકા મા તારા પર ખુશ થાય છે કે નહિ તે !

હં, પછી ?–પેલાએ સવાલ કર્યો.

માજી ખુશ થઇને તારી સામું આવી ઉભાં રહેશે. પણ તેમને જોઈને તું બીધો, તો તેં તારી વાત જાણી ! માજી વિકરાળ દેખાશે, બિહામણાં લાગશે, પણ બ્હીવુંજ નહિ, હાં !

એંહ ! હું વળી બ્હીવાનો હતો ? અરે જાવ, જાવ !–રામાએ શેપૂ લગાવ્યો.

તો તો તારૂં કામ તુરત થશે. માજી તને કહેશે, કે માગ માગ જે માગે તે આપું ! ત્યારે તારે જે જોઇએ તે માગજે. ગભરાતો નહિ. જે માગશે તે મળશે. પછી જીંદગી સુધી મોજ કર્યા કરજે.

વારૂ, લાવોને; એ તમાશો પણ જોઇએ. માતા તે શું કરી નાંખવાના છે ? રામાને મન આ પણ એક તોફાન હતું, એટલે એણે તો બાવાજીનો મતર બરાબર ગોખી લીધો. પછી અમાસની રાહ જોતો બેઠો. રોજ દહાડા ગણ્યા કરે, કે હવે અમાસને પાંચ દહાડા રહ્યા. હવે ચાર રહ્યા. હવે ત્રણ રહ્યા.

એમ કરતાં અમાસ આવી લાગી.

રાત પડતાંજ, ઘોર અંધારૂં હતું તોયે રામાભાઇ તો નીસર્યા, ને પેલા મન્દિરમાં ગયા. ત્યાં અડંગો લગાવી બેઠા. બાવાજીએ આપેલો મંતર તેમણે બતાવેલી રીતે બોલવાનું શરૂ કર્યું. બોલતો જાય, ને ગણતો જાય. એક, બે, ત્રણ

ચાર, હજાર, બે હજાર, દશ હજાર, લાખ, એમ ગણતો જાય. એમ કરતાં સવા લાખ વાર જપ પૂરો થયો.

જપ પૂરો થતાંજ એકદમ જાણે આકાશ તૂટી પડ્યું હોય, તેમ ગડગડાટ થયો. આખું દહેરૂં ધ્રુજવા લાગ્યું; ને એકદમ કાળકા માતા આવીને ઉભાં રહ્યાં.

માતાનું રૂપ તો બહુ બિહામણું. હજાર તો મોઢાંજ ! હાથ માત્ર બે ! બે હાથમાં લોહીયાળાં ડોકાં ! ને મ્હોં પણ બધાં વિકરાળ !

આવું જોઇને ભલભલા શૂરાની છાતી ફાટી જાય. પણ આપણા રામાભાઈ તો કંઇ અજબજ હતા ને ? તેને વળી બ્હીક કેવી, ને ડર શાનો ? તે તો પેટ પકડીને હસવા લાગ્યો. દેવીને બહુ નવાઇ લાગી. આ છોકરો મને જોઇને ડરવાને બદલે હસતો કેમ હશે ? એ કેમ હસે છે તે સમજવા સારૂ તેમણે ઘાંટો પાડી પૂછ્યું: કેમ રે અલ્યા, હસે છે શાનો ?

રામો કહેઃ માજી, એ વાતજ જવા દો. મારે કહેવામાં અને તમારે સાંભળવામાં મઝા જેવું નથી. ન બોલ્યામાં જ નવ ગુણ.

અરે વાહ ભાઈ !—એમ વિચારીને દેવીએ તો જીદ લીધી, કે નહિ, બસ, મને કહેવુંજ પડશે. એટલે છેવટે રામાએ કહ્યું:

શું કહું ? અમને માણસોને એકજ નાક હોય છે. છતાં શરદી સળેખમ થાય છે ત્યારે અમારો દમ નીકળી જાય છે.

નીગળતા નાકને સાફ કરતાં અમારા બંને હાથ લોથપોથ થઇ જાય છે ! ને આ તમારે તો કેની, માજી ! હજાર મોઢાં, ને તેનાં હજાર નાક. એટલે જ્યારે તમને સળેખમ થતો હશે, ત્યારે એ હઝાર નાકમાંનો ગંદવાડ સાફ કરતાં તમારા ફકત બેજ હાથોની શી વલે થતી હશે, તેનો વિચાર મને આવ્યો. એટલે મારૂં તો હસવું માતું નથી. બોલો, હું કંઇ ખોટોજ હસું છું ?

દેવી તો એ તોફાની છોકરાનું ટીખળ જોઇને છક થઇ ગયાં ! પણ તેની હિમ્મત જોઇ તેના પર તેમનો પ્રેમ વધ્યો: ઉભો રહેરે, છોકરા ! મારી ઠેકડી કરે છે કે ? જા ત્યારે, તું તો કયાંક મશ્કરો થવાને જ લાયક છે. કોઇ રાજાને ત્યાં મશ્કરો થજે. પણ લોકો તારાથી ડરતાજ રહેશે, ને તને 'વિકટકવિ' કહેશે. તે નામથી તું નામીચો થશે.

રામા તો તાળી વગાડીને હસતો કૂદી ઉઠયા ! તે બોલ્યો: વાહ માજી વાહ ! તમે નામ તો રુઢિયાળું ખોળી કાઢયું ! કે આમથી વાંચીએ તોયે સરખું ને તેમથી વાંચીયે તોયે સરખું, વિ-ક-ટ-ક-વિ. ચાલો, એ પણ ગમ્મત !

આમાંથી પણ છોકરાએ બુધ્ધિ વાપરી તરત ટીખળ ખોળી કાઢયું, એ જોઇ દેવી હસતાં હસતાં અલોપ થઈ ગયાં.

પછી તો ધીમે ધીમે રામા મોટો થતો ગયો, તેમ તેમ તેની ચાલાકી અને તેની ઠઠ્ઠા મશ્કરી વધવા લાગી. લોકોનો તેના પર બહુ પ્યાર થયો. આખરે તેનું નામ ઠેઠ વિજય-

નગરના મહારાજા કૃષ્ણદેવરાય સુધી પહોંચ્યું. બહુ વખાણ સાંભળી તેમણે તેને તેડાવ્યો. ને તેની હોંશિયારી જોઈ પોતાને ત્યાં રાખી લીધો. મોટું સાલીયાણું પણ બાંધી આપ્યું.

એ પ્રમાણે દેવીનું વરદાન ફળ્યું.





પણ તે વેળા એનો વેશ વિચિત્ર હતો. પોતાના કેશ પર એણે એક મસ મોટું માથું બેસાડી દીધું હતું.
(પાન ૨૦ : રાજાજીનો ગુસ્સો)

## ૨

# રાજાજીનો ગુસ્સો

રામા કૃષ્ણદેવ રાજાને ત્યાં રહ્યો. હવે તે રાજા બડો ધૂની હતો. ઘડીકમાં ખુશ થઇ જાય, તો ઘડીકમાં ગુસ્સે થઇ જાય. કોઈ વાર એકદમ શાબાશી આપે, તો કોઇવાર ડોકું પણ વાઢી નાંખવા કૂદી ઉઠે. એટલે એના દરબારમાં રહેવું એ તો બહુ જોખમનુંજ કામ. ને તે રામા જેવાથીજ થાય. નબળા પોચાનું ગજું નહિ.

એક દિવસ સરસ કિસ્સો બન્યો. રામા તો જેમ ફાવે તેમ બકનારો માણુસ; એટલે તેનાથી કંઇ વ-તું ઓછું બોલાઇ ગયું. તેથી રાજા બહુજ ક્રોધે ભરાયો. રાતોપીળો થઇ ગયો, અને ઘાંટો કાઢીને કહેવા લાગ્યોઃ

જા, તારૂં મ્હોં કાળું કર. ખબરદાર ! તારૂં મ્હોં મને

બતાવ્યું તો. જો તારૂં કાળું મ્હોં હવે પછી મારી નજરે પડયું, તો તારૂં ડોકુંજ ઉડાવી દઇશ, એ યાદ રાખજે.

આ ધમકી સાંભળી રામાભાઇ તો નીચું મ્હોં કરીને દરબારમાંથી ઉઠીને ચાલતાજ થયા. બીજા કેટલાક દરબારી-ઓનો તો હરખ માયજ શાનો ? અત્યાર સુધી રામાનું દરબારમાં ચલણ હતું તે હવે પૂરૂં થયું, ને આપણને મઝા પડશે એમ તેમને લાગ્યું. તેઓ અદેખા હતા. રામાની ચઢતી તેમને ગમતી નહોતી. એટલે તેઓ તો ખુશ થયા. પણ તેમને માલમ નહોતું કે રામા કેવો અજબ જેવો માણસ છે !

રામાને બહાર ગયાને દશ મિનિટ થઇ ન થઇ એટલામાં તો તે પાછો દરબારમાં પેઠો. પણ તે વેળા એનો વેશ વિચિત્ર હતો. પોતાના ડોકા પર એણે એક મસ મોટું માટલું બેસાડી દીધેલું હતું. (જુઓ ચિત્ર ૧ લું) છતાં તેને જોઇને રાજાનો ગુસ્સો પાછો ઉછળી આવ્યો. તે દાંત પીસી મુઠ્ઠીઓ વાળી કહેવા લાગ્યોઃ

નીચ, હરામી ! ગુન્હો કરીને વળી પાછો રાજાનું ફરમાન તોડે છે ? હમણાં તો તને કહ્યું કે તારૂં મ્હોં મને ખબરદાર બતાવ્યું તો ! એ હુકમ કર્યાને એક કલાક તો થયો નથી, એટલામાં તો તું પાછો તારૂં કાળું મ્હોં બતાવે છે ? બેશરમ ! હરામી ! ઉભો રહે, તને બરાબર બતાવું છું. ઉભો રહે, તારૂં મ્હોં બતાવવાનો તને બરાબર સવાદ ચખાડું છું.

રાજાજીનો આવો ગુસ્સો જોઈને રામાના દુશ્મનોને તો

થયું, કે હવે એનું આવીજ બન્યું. હવે એનું માથું એના ધડ પર રહેનાર નથી.

પણ રામાભાઈ કાચા હતા? તેણે તો હાથ જોડીને કહ્યું: મહારાજ, આપનો હુકમ મારા જેવાથી કેમ તોડાય? ને મારા જેવો વફાદાર નોકર તો તેમ કરીજ કેમ શકે?

રાજાજીને તો સમજ ન પડી, કે રામા આ શું બોલે છે. પણ તેનો ગુસ્સો વધ્યોઃ હરામખોર! ચોરી કરીને વળી શિરજોરી કરે છે? તારૂં મ્હોં કાળું કરવાનું કહ્યું, ને વળી પાછો આવી વફાદારીની વાતો કરે છે?

રામા કહેઃ પણ મહારાજ, મારૂં મોઢું તમને, ત્યારે, ગોરૂં દેખાય છે? આપને મ્હોં નથી જોવું, તે સારૂ તો માટલું પહેરીને હું આવ્યો છું. અને, મેં મ્હોં બતાવ્યું એવું ખોટું આળ ચઢાવી આપ મારા ગરીબની ઠેકડી કરો છો? છતાં બેગુન્હા માટે મને ફાંસીએ ચઢાવવો હોય તો હું ચઢવા રાજી છું.

આ સાંભળી આખો દરબાર હસી પડયો. રાજાજી પણ ખડખડ હસ્યા. તેમને રામાની આ યુક્તિથી ઘણી મઝા પડી. અને તેનો ગુન્હો માફ કરી તેને ભારે ઈનામ આપ્યું. કેમ, કેવી રામાની યુક્તિ?



૩

# ફાંસીની સજા

વળી પાછો એવો એક કિસ્સો બન્યો. રામા પર રાજાજી ગુસ્સે થયા. તેની લૂલીએ કંઇ એવો બકવાટ કર્યો, કે રાજાએ ક્રોધે ભરાઇ તેને હાથીના પગ તળે છુંદી નાંખવાનો હુકમ કર્યો.

હજુરીઆઓ તો મલકાતા મલકાતા તેને પકડીને મેદાનમાં લઈ ગયા. પછી ત્યાં એક ઉંડો ખાડો ખોદ્યો. તેમાં રામાને ઉતાર્યો. ફક્ત ડોકું બહાર રાખીને બાકી બધો ખાડો પૂરી દીધો. ત્યાર બાદ, હવે તે કયાં નાસી જવાનો છે? એમ ધારી તેઓ હાથી લેવા ગયા.

આ બાજુ રામાભાઈ મનમાં ને મનમાં વિચાર કરી રહ્યા હતા, કે કંઇ યુક્તિ કરીએ નહિ, તો તો ઠારજ થઇ જવાના. માટે કંઇ તાલ રચવો જોઇએ. એટલામાં દૂરથી એક લંગડો

ધોબી આવતો જણાયો. પાસે આવતાં, રામાને આમ દટાયેલો જોઇ તે અજાયબી પામ્યો, ને કહેવા લાગ્યો: દાદા ! આમ કેમ ? આમ તમને જમીનમાં કોણે પૂર્યા ?

રામાએ યુક્તિ લડાવી. તે કહેઃ ભાઇ રે, હું પગ મોચવાવાથી લંગડો થયો હતો, તેથી વૈદે મને આ ઉપાય બતાવ્યો. ચાર કલાક જમીનમાં દટાઇને તડકે ઉભા રહેવું, એટલે પગ સારો થઇ જાય છે. હું કયારનો ઉભો છું. લગભગ સારો થઇ જ ગયો છું. જો વિશ્વાસ નહિ પડતો હોય, તો મને કાઢી જો.

ધોબીભાઇને બહુ કૌતુક લાગ્યું. આટલો સહેલો ઉપાય હોય, તો તો પોતે પણ લંગડો મટી જાય. હવે એ ઉપાયથી રામાનો રોગ કેટલો સુધર્યો તે જાણવું જોઇએ. જો ખરેખર અસર થઈ હોય, તો તો આપણું યે કામ ફ-તેહ થઇ જાય. એમ ધારી તેને બહાર કાઢયો ને જોયું તો રામાનો પગ તદ્દન સાફ થઇ ગયેલો. ખોડખાંપણ કશી ન મળે. હોયજ ક્યાંથી ? રામાને તેણે કદિ જોયેલો નહિ, ને રામાને ખોડ તો કશી હતીજ નહિ. એટલે ધોબી તો ખુશ થયો. ભાઈ, મને તારી જગાએ પૂરી મૂકને, એવી તેણે જીદ લીધી. સાંજે સાજો થઇને ઘેર જાઉં તો મારી વહુ રાજીરાજી થાય. એવું કહીને તે તો હઠે વળગ્યો. મારે હવે ઘેર જવું જોઇએ, બધા વાટ જુએ છે, એમ કહી પછી છેવટે રામાએ કબુલ કર્યું; અને તેને પોતાની જગાએ દાટયો. તેને ત્યાં પૂરીને

તેનું કપડાંનું બચકું પોતે લઇને ત્યાંથી તે પસાર થઈ ગયો.

રાજાના હજુરીઓ હાથી લઇને આવ્યા. આવીને જુએ છે તો રામાને બદલે ધોબી. તેમની તો અજાયબીનો પાર રહ્યો નહિ. મનમાં બીધાયે ખરા. પણ કરે શું ? રાજા પાસે જઇને રાવ ખાધી કે રામો તો કશે નાસી ગયો. રાજાએ કહ્યું: એને ગમે ત્યાંથી પકડી લાવો.

પણ એટલામાં તો રામોજ ત્રણ ચાર ખાસ્સા અસ્રી કરેલા કપડાં લઇને આવી લાગ્યો. સલામ બજાવીને કહેઃ મહારાજ, આપની ફરમાશ મુજબ સ્વર્ગમાં જઇ આવ્યો. ત્યાંના રાજા ઇન્દ્ર મહારાજની મુલાકાત લીધી, તેઓ મઝામાં છે. આપને સલામ કહાવી છે. અને આ પોશાક આપને ભેટ તરીકે મોકલ્યો છે.

પણ રાજા તો બહુજ ગુસ્સે હતા. રામાની આ મશ્કરી કંઇ તેને ગમી નહિ. તે તો બહુજ ગરમ થઇ ઉઠયા બીજા બે સરદારને તેમણે બોલાવ્યા અને હુકમ કર્યોઃ બંને એકી વખતે ઘા કરીને આનું ડોકું ઉડાવો.

રાજાનો હુકમ થયો. સરદારો રામાને લઇ બહાર નીકળ્યા જ્યાં બધાને ફાંસી દેતા હતા ત્યાં લઈ ગયા પણ અસલના જમાનામાં એક રિવાજ હતો. જેને મારી નાંખવાનો હોય તેની છેલ્લી એક ઇચ્છા પુરી પાડતા. તેને કંઇ ખાવું પીવું હોય, મળવું મૂકવું હોય તો જવા દેતા. એટલે સરદારોએ તે વાત રામાને પૂછી. રામા રડતો રડતો કહેઃ ભાઇઓ,

તમે તો ચિઠ્ઠીના ચાકર. એમાં કાંઇ તમારો વાંક છે? જાતે થઈને કંઇ તમે કદિ મને મારવાના હતા? મને ખુશીથી મારો. મારી છેલ્લી એકજ ઇચ્છા છે. આપણા ગામના તળાવે મને લઇ જાઓ. ત્યાં કમ્મરપૂર પાણીમાં ઉભા રહી મારે ભગવાનની પ્રાર્થના કરવી છે. તેમ કરૂં તો મારો જીવ મોક્ષે જાય. તમે બંને મારી બાજુમાં ઉભા રહેજો. હું પ્રાર્થનાનો છેલ્લો બોલ 'અસ્તુ' બોલું, કે આંખ મીંચીને તમે બંને એકે ઝાટકે મારૂં ડોકું ઉડાવી દેજો. તમારી તલ્વાર સજ્જ રાખજો. મારો દેહ ત્યાં તીર્થમાંજ–પવિત્ર સ્થળમાંજ પડવો જોઇએ. કેમ ભાઈઓ, એમાં કંઇ તમને વાંધો છે?

સરદારોને લાગ્યું, કે ભલે; એને મોક્ષ મળે તેમાં આપણું શું જાય? એટલે તેઓ તેને ત્યાં લઇ ગયા. નદીમાં ઉતાર્યો. બે પાસે બંને ઉભા રહ્યા. રામાએ મંત્ર ભણવા માંડયા. છેક છેવટે એણે 'અસ્તુ' એમ મોટેથી બોલતાંજ પેલા બંનેએ તલ્વાર ચલાવી. પણ તેજ ક્ષણે રામા તો બુડકી મારી અંદર જ પેસી ગયો. સામસામા ઘા સરદારોને લાગ્યા. બંને જખમી મરણતોલ હાલતમાં પાણીમાં પડયા. ને રામાભાઈ તો ત્યાંથી નીકળી નાઠા.

રામા નાઠો તે સીધો મહારાજાની પાસેજ દોડતો દોડતો ગયો. જઈને નમસ્કાર કર્યા. રાજાના અચંબાનો પારજ નહિ. તેણે પૂછ્યું: અલ્યા, તું હજુ જીવતો કેમ? મારા સરદાર કયાં ગયા?

અરે, તે તો કંઈ અક્કલના પીર હતા. એકબીજા પર ઘા કરીને તેઓ તો જમરાજને ત્યાં ગયા ! કોણ જાણે કેવાક અનાડી સરદારો ભેગા કર્યા છે? મારા જેવા નબળા પોચા પર પણ ઘા નહિ કરાયો ?

રાજાને લાગ્યું, કે જેને રામ રાખે તેને કોણ ચાખે ? પેલા બેને માથે મોત ભમતું હતું તે તેમને ઘસડી ગયું. આનો ઇશ્વરે વાળ સરખો વાંકો કર્યો નહિ. જેવી પ્રભુની મરજી. પછી મોટેથી કહ્યું: જા, ભાઈ જા. હું પણ તને જીવતદાન આપું છું. પરમેશ્વર તને જીવાડવા ઇચ્છે છે.



(૪)

## સો ગુન્હા માફ

રાજા કૃષ્ણદેવનો સ્વભાવ હવે રામાને સમજાઇ ગયો. રાજાજી ધુની માણસ. વાત વાતમાં જીવ લેવા તૈયાર થઇ જાય. સ્હેજ કંઇ વાત વચકી કે ફાંસીએ ચઢાવવાનીજ પેરવી. એમ કઇ લાંબું ટકાય નહિ. વળી રાજાજીના ગોર રામાની અદેખાઇ કરે. રોજ ઉઠીને એ કેમ પરવડે? એટલે રામાએ વિચાર કર્યો કે કંઇક યુક્તિ ખોળવી. એવો તાલ રચવો કે ગોરમહારાજ પણ પોતાની ખોડ ભૂલી જાય; અને રાજાજી પાસે પણ અભયદાન મળે. રાજાજી પાસે એવું કબુલ કરાવવું, કે સો ગુન્હા એક દહાડામાં થાય, ત્યાં સુધી માફ.

એમ વિચારી એણે એક તરકીબ ઘડી કાઢી. બીજે દિવસે સ્હવારે તે વહેલો ઉઠયો, અને ગોરમહારાજને ત્યાં ગયો.

ગોર મહારાજ હમણાંજ રાંડેલા હતા. તેમની વહુ મરી ગયાને છ મહિના ભાગ્યે થયા હશે. પણ નાતમાં કન્યાની અછત. એટલે હજુ ફરીથી ચોકઠું બેઠું ન હતું. તેઓ તેની ફિકરમાંજ હતા. રામાને તે વાતની ખબર હતી. રામાએ જઈને ગોરમહારાજને કહ્યું: નમસ્કાર, ગોરમહારાજ!

નમસ્કાર, કવિરાજ! કેમ આજે સ્હવારમાંજ આવવું થયું?

અરે, ખાસ તમારા ભલાનુંજ કામ છે. ગઇ કાલે મારે ત્યાં એક પરોણા આવ્યા છે. બ્રાહ્મણ છે. આવ્યા છે તો બીજે કામકાજે, પણ સાથે દીકરીને માટે વર પણ શોધવાનો છે. દીકરીને સાથેજ લેતા આવ્યા છે. ને દીકરી પણ કેવી? આમ રૂપરૂપનો અંબારજ જોઇ લેવો! ઇન્દ્રની અપ્સરાસ્તો નરી! એના જેવી રૂપાળી હજુ કોઇ જોઇ નથી. માટે તમારો જો કંઇ વિચાર હોય, તો તાલ ગોઠવીએ.

હા, હા! વાહ! વિચાર કેમ નહિ? મારો ને તેમનો મેળાપ કરાવી આપો. રામાભાઇ! એટલું કરો, તો તમારો મોટો પાડ!

ગોર મહારાજ રામાને કદિ મોટે નામે બોલાવતા નહોતા. રામા કહીનેજ બોલાવે. પણ આજે તો તે મીઠી મધ જેવી વાત લાવેલો, એટલે રામા મટી રામાભાઇ થયો. એ વાત રામાના ધ્યાનમાં આવ્યા વિના રહી નહિ. મનમાં ને મનમાં તેને બહુ હસવું આવ્યું. પણ પોતાના હોઠ પર તેણે

ફરકવા દીધું નહિ.

પછી તે બોલ્યો: પણ ગોરમહારાજ, એક વાત અઘરી છે. એનો બાપ બહુ વહેમી છે. છોડીને જરા નજર આડે જવા દેતો નથી. એટલે તેને તમારે જોવી કેવી રીતે, એ સવાલ કપરો છે. છતાં એક રસ્તો બતાવું.

હા, હા. બતાવોને, તમે કહેશો તે કરીશું. તમે કયાં કાચા છો? તુરત રસ્તો કાઢશો.

જુઓ ત્યારે, પાસે આવો. સાંજે કેની, તમારે ત્યાં આવવું. તે વેળા અડોશપડોશના બૈરાં મળવા આવે છે. તેના રૂપની ખ્યાતિ સાંભળીને તેની ઓળખ કરવા આવે છે. આવે છે ને જાય છે. આવે છે ને જાય છે. તમે પણ આવો, તો કંઇજ વાંધો નહિં. તેનો બાપ પણ વાંધો નહિ લે.

ગોરમહારાજે જરા હા ના કરી પણ તેને મન ઘણુંજ હતું. નાતમાં કન્યા હતી નહિ. ગમે ત્યાંથી ઘાટ બેસાડવો જોઇએ. રોટલા હાથે ટીપવા પડતા હતા. ધુમાડે આંખો બળતી હતી. એટલે સાંજે સ્ત્રીવેશે આવવાનું આખરે કબુલ્યું.

રામાનું અડધું કામ થયું. પછી તે ઉઠયો. ગોરમહારાજને જે જે કર્યા, ને વિદાય લીધી. પછી રાજમહેલ તરફ મોરચો માંડયો. મહેલ આગળ આવી દરવાનને કહી. અંદર ગયો. તેને ગમે ત્યાં જવાની–ફરવાની છુટ હતી. કોઇથી તેને કનડાય નહિ. રાજા ખાનગી ઓરડામાં હતા. કેટલાક કાગળો તપાસતા હતા. બીજું કોઈ હતું નહિ.

રાજાજી જુવાન હતા. પરણેલા પણ ઘણીવાર. છતાં રામાએ તેને પલાળ્યા. પેલી કન્યાના રૂપનાં વખાણ કર્યાં. આવું રતન રાજમહેલેજ શોભે. ગુમાવવું ન ઘટે. કન્યા તો જાણે ઇન્દ્રની અપ્સરા. રાજાજીનેયે જોવાનું મન થયું. પણ કન્યાનો બાપ તો મોટો તિસ્ગારખાં. ભલભલા રાજાનીયે હર-કાર ન કરે. તેનું મન તો એવું, કે ગરીબને ઘેર છોકરી સુખી થાય. વળી ગામમાં શોર ન પડવો જોઇએ. પટરાણી બાસાહેબને ખબર ન પડવી જોઇએ. આવી આવી વાતો કહીને રામાએ રાજાજી પાસેગે કબુલ કરાવ્યું, કે ઓવેશ લઇને જોવા આવવું. છોકરીની પરીક્ષા લેવી. તેનું મન જોવું. ચોખો ચાંપી જોવો ને કરવા જેવું લાગે તો પછી આગળ ચાલવું. એમ છેવટે રાજાસાહેબે કબુલ્યું.

પછી રામાભાઇ ઘેર આવ્યા. બધી તૈયારી કરી. એક ઓરડાને ભલી રીતે શણગાર્યો. રાચરચીલું બરાબર ગોઠવ્યું. રાત્રે એ રાજવંશી મહેમાન આવવાના હતા કેની ? અને તેય રૂપાળે વેશે !

બીજી બાજુ ગોરમહારાજની તો વાતજ ન પૂછો. તેનું હૈયું તો નાચી રહેલું. ક્યારે સાંજ પડે, ને ત્યાં જાઉં. ક્યારે એ કન્યાને જોઉં. ક્યારે ગોળધાણા ખાઉં. જાણે પેલી શેખ-ચલ્લીવાળી ઘીના ઘાડવાનીજ વાત તો.

રાજાજીનેયે સૂરજ પર ગુસ્સો ચઢયો. કમબખત, આજે બહુ ધીમે ચાલે છે. ક્યારે પેલે નાકે જાય, ને સાંજ પડે.

ઠરાવેલે વખતે ગોરમહારાજ લટકે મટકે આવ્યા. પેટીમાંથી પોતાની આગલી વહુની વાદળી સાડી, ને ગુલાબી ચોળી કાઢી હતી, ને તે લગાવી દીધી હતી. ગોરમહારાજ રૂપાળા લાગતા હતા. મૂછો બોડાવી નાંખેલી. કાને એરીંગ પહેરેલાં. હાથમાં બંગડીઓ ચઢાવેલી. એમ ડોલતાં ડોલતાં 'ગોરાણી' પધાર્યાં.

રામાએ તેમને ઓરડામાં લઇ જઇ બેસાડયાઃ થોડી વાર બેસો; એ જરાક વારમાં આવશે. સગાંને મળવા ગઈ છે. આવે કે તુરત મોકલું. પછી તેનું મન વાળતાં તમને આવડવું જોઇએ.

ગોર મહારાજ ખુશ થતા થતા બેઠા. તેનો હરખ તો માય નહિ. હસાઇ હસાઇ જતું હતું.

થોડી વારે રાજાજી પણ સ્ત્રીનો પોશાક પહેરીને પધાર્યાં.

પે....લી ! પેલા ઓરડામાં એકલી બેઠી છે—એમ નિશાની કરી, આંગળી ચીંધી રામાએ રાજાજીને તે ઓરડામાં મોકલ્યા. બહારથી બારણું દઇ દીધું. ગોરમહારાજ સમજ્યા કે ' મારી ભવિષ્યની વહુ ' આવી. રાજાજી સમજ્યા કે હમણાં મારી નવી રાણીનું મન મનાવી લઉં છું. બંને મનમાં પાનામાં બંગલા બનાવતા હતા.

ગોરમહારાજ તો બારણું બંધ જોઇ દોડયા. રાજાજી સાથે અથડાઇ પડયા. રાજાજીએ તેમને ઓળખી કાઢયા.

અલ્યા, તું ! ચંદ્રશંકર !

અરે, તમે ! રાજાજી ! અહિં કયાંથી ?

તું, બૈરીના વેશે ?

તમે, સાડી ને ચોળીમાં !

ચાલો. ગોટાળો બફાયો. બંનેએ એક બીજાને વાત કરી. રામાનું પોગળ ફુટી ગયું. બંને સમજ્યા. પેલા મશ્કરાનુંજ કારસ્થાન ! એ સેતાનની હવે વલે કરવી. બંનેયે ગાળેગાળ દીધી. પછી બૂમાબૂમ કરી. પણ બહારથી બારણું કોણ ઉઘાડે ? છોને ગાળ દેતા. છોને બૂમ પાડતા. લાગ આવ્યો છે તે કેમ જવા દેવો ? રામાએ કહ્યું: કરો પેટ ભરીને ધાંધલ. સો-પચાસ માણસ રાજાજીની ફજેતી જોવા મળશે. ગમ્મત પડશે.

હવે અકળાયા. આ તો સૂડી વચ્ચે સોપારી. આમ ફજેતી થાય છે, ને આમ રામા છોડતો નથી. પછી બંને કરગરવા લાગ્યા. તારે જે જોઇએ તે આપું. હજાર, બે હજાર, પાંચ હજાર રૂપીયા માગી લે. એમ રાજાજીએ કહ્યું. તને કંઈ દુઃખ નહિ દઉં. બહાર આવીને સજા નહિ કરૂં. પરમેશ્વરના સોગંદ. મારી પટરાણીના સોગંદ. એમ કાકલુદી કરી. ગોરની આજીજીનો પણ પાર નહોતો. પણ રામાની શરત જબરી હતી: મને એક દિવસમાં સો સુધી ગુન્હા કરવાની રજા. ગમે તે બોલું, ને ગમે તે બકું. સો ગુન્હા માફ. એ શરત હોય તો છોડું. ઇષ્ટદેવના સોગંદ ખાઇને અભયદાન આપો, ને રોજના સો ગુન્હા માફ કરો, તો પત્તો લાગે.

છેવટે લાચાર થઇને રાજાજીએ કબુલ કર્યું. વળી ગોરમહારાજે પણ રામાને દુઃખ ન દેવાનું વચન આપ્યું. તેમને

રામાએ છૂટા કર્યા.

તે દિવસથી રામાનું ઘણું દુઃખ દૂર થયું. વાતવાતમાં રાજા કનડતા, તે પતી ગયું. સો ગુન્હા થાય ત્યાં સુધી તો વાંધોજ નહિ. એથી કચેરીમાં તેનું માન વધ્યું; અને દરબારીઓ પણ તેની ખુશામત કરવા લાગ્યા.



( ૫ )

## સમચરીનું દાન.

રાજાજીની મા માંદી પડી. તેને કેરી ખાવાનું મન થયું. મોસમ કેરીની નહોતી. મહા મહિનામાં પાકી કેરી ક્યાંથી લાવે? પણ એ તો રાજાજીની મા. તેની ઈચ્છા પાર પાડવાને વાર શી? રાજાજીએ કાસદ મોકલ્યા. દૂર દેશમાંથી કેરીઓ લાવો. જ્યાં શિયાળુ પાક હોય ત્યાં જઇ પહોંચો. પણ કેરી લાવો. કાસદો કમ્મર બાંધી દોડયા.

પણ તે વેળા કંઇ રેલગાડી નહોતી, કે મદ્રાસથી આગ્રે એક દહાડામાં જવાય. કે કલકત્તે બાર કલાકમાં પહોંચાય. તે વખતે તો ઉંટ ને ગાડા મારફતેજ રસ્તો વટાવવો પડતો. એટલે જતાં ને આવતાં મહિનાઓ નીકળી જાય.

બીજી બાજુ કેરી કેરી કરતાં રાજાજીની માનો કંઠ સૂકાવા લાગ્યો. આવો મોટો રાજા, પણ તેયે શું કરે? એમ ને એમ કેરી આવતાં પહેલાં માજીના તો રામ રમી ગયા.

રાજા તો રડે ને કકળે. હું આવો સત્તાધિશ, તોયે મારી માની આટલી સાદી ઇચ્છા નહિ પાર પડી! ધિક્કાર છે મને, ધિક્કાર મારા વૈભવને! મારી મોટાઇ ફોગટનીજ છે! એમ તેને બહુ બેચેની થઇ.

રાજાની અકળામણ વધતી ગઇ. તે જોઇ ગોરમહારાજે શાસ્ત્રીઓની સભા બોલાવી. બધા પંડિતો ભેગા ગયા. રાજમાતાના આત્માની શાંતિ થવી જોઇએ-રાજાની અકળામણ મટવી જોઇએ. છેવટ એમ ઠર્યું, કે દર વરસે માના સમચરી (સંવત્સરી) ને દિવસે રાજાએ સોનાની કેરીઓ કરાવી બ્રાહ્મણોને આપવી. તો માજીને શાંતિ વળે.

રાજાને શું? તે તો તૈયાર. તુરત સોનીઓ બોલાવ્યા. કેરીઓ તૈયાર કરાવી. પહેલીવારનું દાન દશમે દહાડે કરવાનું. તે મુજબ હજારો કેરીઓ વહેંચવામાં આવી.

આ વાત આપણા તેન્નલીરામ-ઉરફે રામાભાઇને ખબર પડી. થોડા દહાડા કેડે તેની માનું સમચરી આવ્યું. સમચરીને દહાડે તેણે પેલા મોટા મોટા પંડિતોને તેડયા. સારી પેઠે લાડુ જમાડયા. જમીને બધા નિરાંતે બેઠા. પછી દક્ષિણા આપવાનો વખત થઇ. એક પછી એક અંદર બોલાવ્યા. એક લોખંડનો સળીઓ તપારેલો હતો. તેનાથી ડામ દીધા. બે ત્રણને દીધા ન દીધા એટલે તો સૌ બૂમાબૂમ કરતા નાઠા.

નાઠા તે ઠેઠ ગયા રાજા પાસે. અને જઇને ફરીઆદ કરવા લાગ્યા. રામાની ઘાતકી વર્તણુંક માટે સખત રાવ ખાધી.

રાજાજીએ હુકમ કર્યોઃ સિપાઈઓ, રામાને પકડી લાવો.

સિપાઈઓ દોડ્યા. રામા તો તૈયારજ હતો. તેણે કહ્યું: ચાલો ભાઈઓ, હું તૈયારજ છું.

રામા આવતાંજ રાજાજીએ ગુસ્સાથી થરથરતે અવાજે તેને પૂછ્યું: કેમ, આ ભૂદેવોને ડામ તેં દીધા ? કેમ દીધા? બોલ, સાચું બોલ, નહિ તો આજે તારો કાળ ભમે છે.

રામા હાથ જોડીને કહેઃ મહારાજ, આ ગરીબ સેવક પર દયા રાખો. મેં ડામ સાચેજ દીધા છે. પણ તેમાં મારો વાંક નથી. મારી માને તેમ કર્યા વગર મોક્ષ મળે તેમ નથી. એ ગુન્હો કર્યા વગર મને કેમ ચાલે ? મારી વહાલી માને સાંધા દુઃખવાનો રોગ હતો. તે મરવા પડી ત્યારે સાંધા બહુજ દુઃખતા હતા. પણ તેને ડામ દેવાથી ઠીક લાગતું. મને બોલાવીને કહેઃ બેટા, મને એક બે ડામ દઈ દે ને જરા ઠીક લાગે. સાંધા બહુ દુઃખે છે. મેં સળીયા તપવા મૂકયા. પણ તે તપે ન તપે એટલામાં તો મા મરી ગઈ. એટલે એની મનની ઇચ્છા મનમાંજ રહી ગઈ. આપે માને ખાતર સોનાની કેરીઓ આપી, કે મા સ્વર્ગે જાય. તે જોઇ મને થયું, કે મારે પણ આટલું તો કરવું જોઇએ. માની ઇચ્છા પૂરી પડે. તે સ્વર્ગે જાય.

રાજાજી ભોંઠા પડી ગયા. સો ગુન્હા માફ કબુલેલા એટલે કરે શું ? ભૂદેવોને જેમતેમ સમજાવ્યા ને બક્ષિસ આપી વિદાય કર્યા. રામાને સહેજ ઠપકો આપ્યો. સોનાની કેરીઓ અપાવનાર પંડિતોને મરવા જેવું લાગ્યું !

( ૬ )

## કાળામાંથી ધોળું

એક દિવસે રાજા ઘોર ઉંઘમાં હતા. સ્હવાર પડી તો પણ જાગ્યા નહિ. સૂરજ ઉંચે આવ્યો તો પણ રાજાજી જાગે એમ લાગ્યું નહિ. તે દિવસે બુધવાર હતો. દર બુધ, શનિ અને સોમવારે રાજા દાઢી બોડાવતા. આજે પણ વારો હતો. હજામ આવીને રાહ જોતો હતો. તે બિચારો સ્હવારનો આવેલો હતો અને ઓજારો તૈયાર રાખીને બેઠો હતો. મોડું થયું પણ રાજા તો જાગે નહિ. તેને બ્હીક લાગી. રાજા તો ધૂની માણસ છે. જગાડીશ તો ગુસ્સે ભરાશે. નહિ જગાડું તો મોડું કર્યું કહી મનેજ ધમકાવશે. એમ તે વિમાસણમાં પડયો.

પછી તેને એક યુક્તિ સૂઝી. છોને રાજાજી ઉંઘતા.

ઉંઘમાં ને ઉંઘમાંજ તેમની દાઢી સાફ કરી નાંખવી. તેણે બહુજ હલકે હાથે, રાજાજીને ખબર ન પડે, તેમ દાઢી બોડી નાંખી. તેને સાવચેતી બહુ રાખવી પડી. પણ જાતે ઉસ્તાદ હતો, એટલે વાંધો પડયો નહિ. રાજાજીને કંઇ જ ખબર પડી નહિ !

રાજાજી તો દશ વાગે જાગ્યા. આંખો ચોળતાં ચોળતાં અરીસામાં જુએ છે, તો આ શું ? દાઢી સાફ હતી ! એ કેમ બન્યું ? સપનું તો નથી જોતો ? પોતાની જાંઘે ચૂંટી ખણી. ના, ના, ભાન તો બરાબર છે. એટલામાં હજામ દોડી આવ્યો. અને તેણે ખુલાસો કર્યો.

વાહ, અલ્યા વાહ ! તું તો બહુજ ચાલાક જણાય છે ને !

રાજાજી બહુજ ખુશ ખુશ થઇ ગયાઃ માંગ, માંગ, જે માંગે તે આપું !

હજામભાઈનો તો હરખજ માય નહિ ! તેનું હૈયું નાચવા લાગ્યું. છાતી ધબકવા લાગી. હવે અવસર આવ્યો ખરો. આજે જીંદગી સફળ થશે એમ તેને લાગ્યું.

નાનપણમાં તેણે વાંચેલું, કે વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય હતો. પણ આપબળથી તે બ્રાહ્મણ બનેલો. તે વખતનું એને મન થયું હતું, કે કોઇ પણ રીતે મારે બ્રાહ્મણ બનવું. વિશ્વામિત્ર ક્ષત્રિયમાંથી થયો, પણ મારે તો હજામ મટી બ્રાહ્મણ થવું. આમ નાનપણથીજ તે સપનાં જોયા કરતો હતો.

મહારાજ, મારી એકજ ઇચ્છા છે. મને બ્રાહ્મણ બનાવો. મારે બીજું કશું જોઇતું નથી. એમ તેણે રાજાજીને કહ્યું.

રાજાજી તો ધુની માણસ. તેના મનમાં એક વાત ઠસવી જોઇએ એટલે થયું. બીજા કશાની જરૂરજ નહિ.

એમણે તો ભૂદેવોને બોલાવ્યા. તેમને માનપાનથી બેસાડયા. યોગ્ય દાનદક્ષિણા આપી. પછી કહ્યું: આ ભગો તમારે હવાલે આપું છું. એને છ મહિનામાં શાસ્ત્રો ભણાવો, વિદ્વાન બનાવો અને પછી તમારી નાતમાં એને લો. એને પાકો બ્રાહ્મણ બનાવો. છ મહિના રહીને એને તમારી સાથે બેસાડીને જમાડવો પડશે. નહિ તો તમને સખત સજા કરવામાં આવશે.

બ્રાહ્મણો તો ગભરાયા. તેમની ચિંતાનો પાર ન મળે. પણ તેમનામાંયે ખુશામદીઆનો કંઇ ટોટો હતો ? તેઓ કહેવા લાગ્યા: મહારાજ, છ મહિનાયે શા સારૂ લાગે ? ખરૂં જોઇએ, તો હજામ બ્રાહ્મણથી ઉંચોજ છે. પુરાણમાં પણ તેવો દાખલો છે. એક નાપિત ( હજામ ) પુરાણ છે. તેમાંયે તે લખેલું છે.

એવું કહી તે નાપિતપુરાણમાંથી ઉતારા તરીકે શ્લોક ભણવા લાગ્યો. તેને તો રાજાજીની મહેરબાની જોઇતી હતી. એથી તેને ફાયદો હતો. બીજાને કાનમાં કહે: અરે યાર, એમાં શું ? ગરજ સમ નહિ ચીજ કોઇ ગળી ! રાજાજી ગુસ્સે થશે તો વળી આફતમાં પડીશું. માટે હાજીહા કરવી એજ ઠીક છે.

બીજો એક એનાથીયે વળી ચઢી જાય તેવો હતો. તે કહે: અરે, કાલની વાત તો કાલે છે! છ મહિના રહીને નાત જમવાની છે ને! તે વેળા પેટમાં દુઃખે છે એમ કહ્યું કે પત્યું! નહિ તો, આગલે દિવસે, ખૂબ ઠાંસી ઠાંસીને ખાવું, કે ટાઢીઓ તાવ ખરેખરો સસડીને આવે.

આખરે એમજ નિકાલ થયો. છ મહિના સુધી હજામભાઇ તો પાઠપૂજા કરવા લાગ્યા. કપાળે રાખોડી લગાવવા લાગ્યા. સંધ્યા કરવા લાગ્યા. એમ કરતાં છ મહિના પૂરા થવા આવ્યા. નાત જમાડવાનો દિવસ પાસે આવ્યો.

પેલા ખુશામદીયાને તો ફિકર ન હોતી. પણ બધા કંઇ એવા નફટ હતા? સાચા પંડિતો ચિંતામાં પડયા. હવે કરવું શું? આ રાજા તો આપણને વટલાવશે. એમ થાય તો નરકેજ પડીએ. પછી કયે ભવે છૂટકારો થાય?

પછી રામાનું નામ યાદ આવ્યું. લાગ્યું, કે તે કંઇ તરકીબ કાઢશે. એમ ધારી તેઓ તેને ત્યાં ગયા. પગે પડીને પોતાને બચાવવાની આજીજી કરી. અમારો ધર્મ ડૂબે છે, તેમાંથી કૃપા કરીને અમને બચાવો, એમ પંડિતોએ કહ્યું. રામાએ તેમને દિલાસો આપ્યો અને કહ્યું: તમે ગભરાશો નહિ, હું તમારૂં સંકટ ટાળીશ.

પછી તે વિચારવા લાગ્યો, કે રાજાની આંખ શી રીતે ઉઘાડવી? પણ તેને ટીખળીને યુક્તિ સૂઝતાં કેટલી વાર? તેણે રસ્તામાંથી એક કૂતરૂં પકડયું. તેને ગળે એક ફક્કડ રેશમી

દોરી બાંધી સાથે લઇ તે રાજમહેલે ગયો.

ત્યાં રાજમહેલ પાસે બહાર બાગ હતો. તેમાં પાણીના નળ હતા. એ બાગમાં તે ગયો. પછી પેલા કૂતરાને સાબુથી ન્હવડાવ્યું. પાસે તુળશીના કયારા હતા. તેની આસપાસ ફેરવ્યું. વળી પાછું ન્હવડાવ્યું. વળી તુળશીની પ્રદક્ષિણા ફેરવાવી, વળી ન્હવડાવ્યું. એમ વારંવાર કરવા માંડયું. તે જોઇ પાસેથી જતા આવતા લોકો ત્યાં ઉભા રહીને, એ શું કરે છે તે જોવા લાગ્યા. માંહોમાંહે અજાયબી પામવા લાગ્યા. આખા રાજમહેલમાં હોહા સંભળાઇ. રાજાના સગાવહાલાંઓ પણ નીચે આ કૌતુક જોવા ઉતરી આવ્યાં. બધાં રામાને પૂછવા લાગ્યા. પણ તે ભાઈ તો મુંગામંતર. કંઇ બોલેજ શાના ? તે તો કૂતરાને ન્હવડાવે, પાણીમાં બોળે, તુળશીની આસપાસ ફેરવે. પછી ડીલ લુછે. વળી ન્હવડાવે. એમ કર્યાજ કરે.

છેવટે વાત રાજાને કાને પહોંચી. તેને પણ મનમાં જરા ચેળ થઇ. પોતે નીચે આવ્યો, અને રામાને પૂછયું:

અલ્યા ગાંડીયા, આ શું કરે છે ?

મહારાજ, આ કુતરૂં કાળું છે. તેને ધોળું બનાવવાનું કરૂં છું. છએક મહિના આમ કરીશ એટલે ધોળું થઇ જશે એમ ધારૂં છું.

રાજા ખડખડ હસી પડયા. આખું ટોળું મશ્કરી કરવા લાગ્યું. હોહા થઇ ગઇ. રાજા કહેઃ અલ્યા બેવકુફ, કોઇ દિવસ કુતરૂં કાળાનું ધોળું થતું હશે કે ? કંઇ ભાંગબાંગ

પીધી છે કે શું ? જા, જા, ઘેર જા. ઘેર !

આપણા રામાભાઈ કંઇ એમ ગાંજ્યા જાય એવા હતા ? તેણે તો લાગલો જવાબ આપ્યો: મહારાજ, મેં જરાયે ભાંગ નથી પીધી. આજ સુધી તો કાળા કુતરાને ધોળું થયેલું સાંભળ્યું નહોતું. પણ હાલ કૃષ્ણદેવ મહારાજનું રાજ ચાલે છે. તેમના અમલમાં હજામમાંથી બ્રાહ્મણ થાય છે, તો કુતરૂં કાળું મટીને ધોળું થવુંજ જોઇએ. બહુ તો મહારાજ, છ મહિના લાગશે. બીજું શું ?

રાજા મ્હેણું સમજી ગયો. તેના ધ્યાનમાં આવ્યું કે પેલા બ્રાહ્મણોને બચાવવાની આ યુક્તિ છે. તેના મગજમાં વાત સોંસરી ઉતરી ગઈ અને તેણે પોતાનું ફરમાન પાછું ખેંચી લીધું. છેવટે હજામભાઈ તો હજામજ રહ્યા.



## (૭)
# ચોરની ફજેતી

એક દિવસ એવું બન્યું કે રામાના વાડામાં ચાર ચોર પેંઠા, અને ત્યાં બગીચાની ઝાડીમાં લપાઇ રહ્યા. તે લોકોનો વિચાર એવો, કે તક મળતાં ઘરમાં ઘુસવું અને કંઇ માલ હાથ કરી ભાગી જવું.

અચાનક ને પરમેશ્વરનું કરવું તે રામાને આ વાતની ખબર પડી ગઇ. તેણે પોતાનો બધો બંદોબસ્ત તુરત કર્યો. એક ઠેકાણે સાચવીને દરદાગીના અને ઝવેરાત સંતાડી દીધું. પછી તેણે પોતાની વહુને કહ્યું: અલિ, તું સાંભળે છે કે? હાલ ગામમાં ચોરોનો બહુ ભો છે. કાલે ત્રણ ઠેકાણે ચોરીઓ થઇ. માટે આપણે પણ ડરતા રહેવાનું છે. તેથી મેં એક વિચાર કર્યો છે. આપણા બાગમાં મોટો કૂવો છે. એક પેટીમાં બધું

ઝવેરાત ભરી પેટી કૂવામાં ઉતારી દઈએ તો ચોરોનો ભો રહે નહિ. તેથી મેં આ પેટીમાં ઝવેરાત ભર્યું છે. અને હવે ચાલ એ પેટી કોઈ ન જાણે તેવી રીતે ઉતારી આવીએ. પછી જ્યારે ભો જતો રહેશે, ત્યારે કાઢી લઈશું. કારણ હમણાં કૂવામાં પાણી કમ્મરપુરથી વધારે નથી.

રામાના બોલ, પેલા ચોરોમાંનો એક સાંભળી ગયો. તે સાંભળે એવી રીતેજ રામા બોલેલો. પછી બંને વરવહુએ એક પેટી લઇ તેમાં પથરા, ઇંટોળાં, રોડાં, રેતી વગેરે ઠસોઠસ ભર્યાં અને લઈ જઈને પેટી ખરેખર કૂવામાં ઉતારી. તેનો ધબાકો સાંભળીને ચોરોની ખાતરી થઇ કે ખરેખર ઝવેરાત કૂવામાં આવ્યું ખરૂં. તેઓ તો હરખાયા. ચાલો, હવે ઘર ફોડવાની કે કંઇ વધારે માથાકૂટ કરવાની જરૂર પડશે નહિ, એમ તેમને થયું. વળી તેઓને તરતાં તેમજ પાણીમાં ડુબકી મારતાં તો સરસ આવડતું હતું. એટલે તેમણે ધાર્યું, કે કૂવામાં ઉતરીને ડુબકી મારીને પાણીમાંથી પેટી અથવા તેમાંની વસ્તુઓ કાઢી લેવાશે. પરમેશ્વરે તો રામાને આપણા લાભમાંજ ભમાવ્યો છે.

રાત પડી. અગીઆર બાર વાગ્યા. ઘર શાંત થઈ ગયું. શહેરમાં પણ સૂમસામ હતું. એક ચોર હળવેથી કૂવામાં ઉતર્યો. બીજાઓ તેની વાટ જોતા થાળા પર બેઠા. રામાએ તેમની બરાબર ફજેતી કરી હતી. કારણ કૂવામાં પાણી વધારે હતું. ગમે તેવા બુડકી મારનારાનોયે પત્તો નહિ

લાગે. તળીયું ઘણે ઉંડે હતું.

પહેલો ચોર અંદર જઇ પાછો આવ્યો. તેણે કહ્યું: ભાઇ, અહિ તો આપણો કંઇ આમ પત્તો નહિ ખાય. પાણી જરા વધારે ઉંડું છે. માટે જો થોડું ઘણું પાણી કાઢી નાંખીએ, તો કંઇ વળે.

થાળા પર ત્રણ ડોલ હતી. તે વડે પાણી ઉલેચીને કૂવો થોડો ઘણો ખાલી કરવાનો તેમણે મનસુબો કર્યો. રામો બહુ પૈસાદાર હતો, તે તેઓ જાણતા હતા. આવો હલ્લો કંઇ રોજ મળે તેમ નહોતું. ઝરઝવેરાતની ઠસોઠસ ભરેલી પેટી હાથ લાગે તો જીંદગીનું દળદર ફીટે. પછી મોજથી ખાધા કરવાનું. એટલે આ તક થોડે આળસે જવા દેવાનું ઠીક નહોતું. બધાએ ડોલ ચાલુ કરી પાણી કાઢીને થાળા પાસેની ચોકડીમાં ઢોળવા માંડયું.

એ ચોકડીમાં નાકે બાકું હતું. ત્યાંથી નેળ વાટે આખા બગીચામાં પાણી સિંચાતું. બગીચામાં જમરૂખી, બોર-ડી, દાડમડી વગેરેના ઝાડ હતાં. રામાની યુક્તિ બરાબર સફળ થઇ. તેણે ધારેલું કે ચોરો મફતમાંજ ઝાડને પાણી પાવાનું કામ કરશે. તે પ્રમાણેજ થયું. હળવે હાથે પાણી કાઢી કાઢીને ચોરો રેડતા હતા. એમ કરતાં બે વાગ્યા. રામાભાઇ ઘરમાં જાગતાજ બેઠા હતા, તેને ખૂબ મઝા પડી. તેણે બે ત્રણ વાગે ત્યાં સુધી એમ કામ ચાલતા દેવાનો વિચાર કર્યો હતો.

ચોરોનું કામ તો ચાલુજ હતું. કૂવામાં પાણી તો

બહુજ હતું. જરા હેઠે ઉતરતું નહોતું. પણ ચોરોને તો પેલું ધન મેળવવાનો ઉમંગ હતો. આવો લાગ બીજો ક્યારે મળે? એટલે તેઓ અપૂતની મહેનત કર્યાંજ કરતા હતા.

છેવટે સાડા ત્રણ વાગ્યા. હવે રામાને લાગ્યું કે આખા બાગમાં કાદવ કાદવ થઇ જશે. છોડને અતિશય પાણી પણ કામનું નહિ. તેણે ધીરે રહીને બારી ઉઘાડી મોટેથી ઘાંટો પાડીને કહ્યું: ચાલો, ભાઇઓ, હવે બહુ થયું. આજે બંધ રાખો. હવે બાગ આખો સિંચાઇ ગયો છે. કાલે મહેરબાની કરી પધારજો. તમારો પાડ કદિ નહિ ભૂલું.

ચોર તો બાપડા એકદમ ગભરાયા ને ઉભી પુંછડીએ નાઠા. રામાને તો એક પંથ દો કાજ જેવું થયું. દોલત પણ બચી, ને બાગ પણ સિંચાયો.





તેણે પહેલેજ દિવસે દૂધ ખૂબ ધગધગતું ઉનું કર્યું. અને શગડી પરથી ઉતારી લઈને પેલી બિલાડીને દૂધ પાવા ખાતર તે ઉકળતા દૂધમાંજ તેનું મ્હોં ડબોળી દીધું

(વાર્તા ૮: દૂધ ન માગે એવી બિલાડી)

( ૮ )

## દુધ નહિ પીએ એવી બિલાડી

આગળ આવી ગયું કે રાજાજી બહુ ધુની માણસ હતા. એક વાર એણે હુકમ કાઢયો કે રાજ્યમાં દરેક માણસે એકએક બિલાડી પાળવી. એ બિલાડીને બરાબર દુધ પાવા સારૂ એકએક દુઝણી ગાય પણ રાખવી. એક બિલાડી તથા એક ગાય રાજ્ય તરફથી ઘેરેઘેર આપવામાં આવશે. અને બિલાડીનું જતન કરવામાં આવે છે કે નહિ તેની અવારનવાર રાજ્ય તરફથી તપાસણી થશે.

થયું. બધાની પેઠે રામાભાઇને ત્યાં પણ એક વાઘની માશી અને એક ગાયમાતાની પધરામણી થઇ. દરેક જણે કાળજીથી ગાયનું દૂધ બિલાડીને પાવા માંડયું. પણ રામાભાઇને કંઇ એ વાત પસંદ આવી નહિ. આમ ગાય દોહીને

બિલ્લીને પાવાનું કંઇ આપણાથી બને નહિ. માટે કંઇ યુક્તિ કરવી જોઇએ. આ બિલાડીજ જો દૂધ ન પીએ તો ઘાટ બેસે.

તેણે પહેલેજ દિવસે દુધ ખૂબ ધગધગતું ઉનું કર્યું. અને સગડી પરથી ઉતારી લઇને પેલી બિલાડીને દુધ પાવા ખાતર તે ઉકળતા દુધમાંજ તેનું મ્હોં ડબોવી દીધું. બિલાડું તો દાઝીને મ્યાઉં મ્યાઉં કરતું નાઠું. તે દિવસથી તેને દુધની એટલી તો દહેશત બેઠી, કે દુધ દૂરથી જોતાંજ તે દૂર નાસી જાય. દુધ ઠંડુ છે કે ગરમ, તે જોવાજ ન રહે. તેના મ્હોં આગળ દુધ ધર્યું જોઇએ, કે નાઠુંજ છે. અને પછી રામાભાઇ નિરાંતે ગાયનું ચોકખું દુધ જાતે પીવા લાગ્યા ને મોજ કરવા લાગ્યા.

ચાર છ મહિને રાજાજીને વાત યાદ આવી. તેમણે રાજ્યમાં હુકમ કાઢ્યો કે સૌએ પોતપોતાનાં બિલાડાં લઇને આવતા બુધવારને દિવસે કચેરીમાં આવવું.

એ બુધવારે રાજમહેલ આગળ જોવા જેવો તમાશો હતો. બધાં બિલાડાંનું પ્રદર્શન ભેગું મળ્યું હતું. બધાં બિલાડાં માતેલા સાંઢ જેવા અને લઠ્ઠપઠ્ઠ હતાં. તેમાં એકજ જુદું પડી આવતું હતું. તે આપણા રામાભાઇનું. તેનાં હાડકાં નીકળેલાં હતાં. શરીરમાં માંસની જાત ન મળે. લોકો તેને જોઇને વિચારમાં પડતા હતા. ઘણાને લાગ્યું કે આજે રામાનું આવી બન્યું છે. રાજા તરંગી છે, તે બિલાડીની આવી દશા જોઇ એને સજા કર્યા વિના રહેનાર નથી.

રાજા જોવા નીકળ્યા. બધી બિલાડીઓને જોઇ તે રાજી થયા. પછી રામાની બિલ્લી નજરે પડી. તરત તેને બોલાવીને પૂછ્યું: અલ્યા રામા, આ શું ?

શું કરૂં ? મહારાજ! આ મૂરખ બિલાડીને દુધજ ભાવતું નથી. દુધને દેખીને તે નાસે છે. ખાતરી ન પડતી હોય, તો તમે દુધ પાઓ ને મને બતાવો.

રાજાને લાગ્યું, કે બિલાડી દુધ ન પીએ એમ બનેજ નહિ. દુનિયામાં કદિ એવું સાંભળ્યું નથી. માટે જોઇએ, કે રામા સાચું બોલે છે કે જૂઠું ?

પછી દુધનું એક પતેલું મંગાવ્યું. અને પેલી બિલ્લી આગળ મૂક્યું. તે જોતાંજ ચારે પગે કુદતી તે ગભરાઇને નાસી ગઇ.

આખી મેદની અજાયબીમાં ગરકાવ થઈ ગઇ. બધાને લાગ્યું કે બિલાડી દુધ ન પીએ એ તો નવાઇની વાત. રાજાજીને થયું કે આમાં રામાની કંઇ યુક્તિજ હોવી જોઇએ. પછી ખાનગીમાં પૂછતાં રામાએ પોતાની યુક્તિ બતાવી. તે સાંભળી હસતાં હસતાં રાજાનું પેટ દુઃખવા આવ્યું, અને બોલ્યા: એમ ? ત્યારે, દુધનો દાઝેલો માણસ છાશ પુંકી પુંકીને પીએ એ કહેવત બિલાડીઓને પણ લાગુ પડે ખરી.



( ૯ )

## અડધોઅડધ ભાગ

એક દિવસ રાજાના દરબારમાં એક નાટક મંડળી આવી. તે ઠામ ઠામ ધાર્મિક ખેલો ભજવતી હતી. રાજાને ત્યાં કૃષ્ણલીલાનો ખેલ ભજવવાનું ઠર્યું. એક દિવસ મુકરર કર્યો.

તે દિવસે ફક્ત ગણ્યાગાંઠયા લોકોને જ નોતરા દીધા હતા. રામાને નોતરૂં નહોતું. તેમ પહેરેગીરોને સખત તાકીદ આપી હતી, કે કોઇને પણ અંદર આવવા દે નહિ.

રામાએ વિચાર્યું કે આ કંઇ ચાલે બાલે નહિ. કોઇ પણ રીતે અંદર તો જવુંજ જોઇએ. પછી તેણે પોતાની સાથે દહિંથી ભરેલી એક મટુકી લીધી. એક રવૈ લીધી. પોતાની સાથે એક કપડાંનું પોટલું રાખ્યું. એવી રીતે તે ત્યાં આગળ પહોંચ્યો.

પહેરગીર પાસે જઇને તેણે કહ્યુંઃ ભાઇ, મારે ગોપીનો પાઠ લેવાનો છે. માટે અંદર જવા દે.

અંદર કોઇને જવાનો હુકમ નથી, એમ કહી પહેરગીરે તેને અટકાવ્યો.

પણ તું મને અટકાવે તે કામ કેમ લાગશે? મારે વેશ ભજવવાનું છેલ્લી ઘડીએ ઠર્યું છે. નહિ તો આ ઇંઢિં ને આ રવૈ લઇને હું અહિં આવું? વળી આ મારૂં કપડાનું પોટલું જો. મારે અંદર જવુંજ જોઇએ. આજે જે પાઠ ભજવીશ તે જોઇ રાજાજી મને મોટું ઇનામ આપવાના છે, ને તું અટકાવે તે કેમ ચાલે? મને કેટલું મોટું નુકસાન થાય?

છેવટે હા ના, હા ના કરતાં પેલા પહેરેગીરે બક્ષીસમાંથી અડધો ભાગ આપે એ શરતે તેને અંદર જવા દીધો. અંદર પણ એક બીજો પહેરેગીર હતો. તેણે પણ બક્ષીસનો અડધો ભાગ મળે તો જવા દઉં એમ કહી, તેવી કબુલાત લઇને જવા દીધો.

રામા તો અંદર જઇને ખાસ્સો રાજા સાહેબની સામેજ ઉભો રહ્યો. તેને જોઇને રાજા ગુસ્સે થયો. સામે ખેલ ચાલતો હતો તેમાં ભંગાણ પડ્યું. તુરતજ તેણે રામાને ૨૪ ફટકા મારવાનો હુકમ કર્યો.

રામાએ રાજાને નમન કરી કહ્યુંઃ મહારાજ, આપે ૨૪ ફટકાની મને બક્ષીસ આપી તે મને કબુલ છે. પણ બહાર મારા ભાગીઆ ઉભેલા છે. તે બેને મારે એ બક્ષીસ વહેંચી

આપવાની છે માટે મહેરબાની કરી તેમને બોલાવવા દ્યો.

રાજાજી અચંબામાં પડયા. પછી કહ્યું: કોણ છે તારા ભાગીઆ ? બોલાવ, જોઈએ !

રામા બહાર જઈને પેલા બે પહેરેગીરોને બોલાવી લાવ્યો. પછી રાજાના દેખતાં તેમને કહ્યું: જુઓ ભાઈઓ, મને જે ઇનામ મળે તે અડધું અડધું તમને બંનેને વહેંચી આપવાની મેં કબુલાત આપી છે. એવું કબુલ કરાવીનેજ તમે મને અંદર આવવા દીધો હતો. તે મુજબ મને ૨૪ ફટકાનું ઇનામ મળ્યું છે, તો તમે બંને બાર બાર ફટકા વહેંચી લો. અને આપણા રાજાજી બહુ ઉદાર દિલના છે, તે મને બીજું કંઇ સહેજસાજ આપી રહેશે.

તેની આ યુક્તિથી રાજાને આનંદ થયો. પેલા બે પહેરેગીરોને લાંચ લેવાના ગુન્હાસર બરતરફ કર્યા, અને રામાને ઇનામ આપી દરબારમાં બેસવાની રજા આપી.



(૧૦)

## અજીતપત્ર

અસલના વખતમાં મોટા મોટા પંડિતો દિગ્વિજય કરવા નીકળતા. ગામેગામ જાય અને કહે, કે: મારી સાથે તમારામાં સૌથી વિદ્વાન હોય, તે વાદવિવાદ કરવા આવો. તે મને જીતે તો હું તેને નમન કરૂં અને તે હારે, તો તમારે ગામલોકે હું અજીત છું એવું તાંબાપત્ર પર લખી આપવું. એ પ્રમાણે મોટામોટા પહેલવાનો પણ ફરતા.

એક દિવસ એવું બન્યું, કે એક એવો મહા પંડિત રાજા કૃષ્ણદેવના દરબારમાં આવ્યો. તેણે કાશીમાં બધાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. સંસ્કૃત ભાષામાં એક પણ એવી ચોપડી નથી, જે મેં વાંચી નહિ હોય, એવો તેનો દાવો હતો. બધાં પુસ્તકો તેને કડકડાટ મોંઢે હતાં. 'વિદ્યા-

સાગર ’ એવો તેનો ખિતાબ હતો. અને ગામેગામ દિગ્વિજય કરતો કરતો તે વિજયનગર આવી પહોંચ્યો હતો. તે બહુજ ભપકાથી રહેતો, હમ્મેશાં પાલખીમાં ફરતો, અને પોતાનો અપાર વૈભવ બતાવવા તે પોતાની પાલખીની આસપાસ દિવસે પણ મશાલચીઓ રાખતો! તેને એવો ગર્વ હતો કે આખી પૃથ્વીમાં મારા જેવો શાસ્ત્ર જાણનાર કોઈજ નથી.

સંસ્કૃત ભાષાની કોઇ પણ ચોપડીમાંથી કોઇ પણ ભાગ મને વાંચી સંભળાવો, તો તે કયી ચોપડીમાં કયે ઠેકાણે, કઈ વાતના સંબંધમાં આવેલો છે તે હૂં અચૂક કહી શકું છું. અને એજ પ્રમાણે કોઇ કરી શકતું હોય, તો તેનો શિષ્ય-ચેલો થવાને હું તૈયાર છું. નહિ તો હું અજીત છું એવું તમારે મને લખી આપવું.—આવી રીતની માગણી તેણે રાજા કૃષ્ણદેવની પાસે આવી કરી.

આ મહાપંડિત આવવાથી દરબારી પંડિતોના પેટમાં તો તેલજ રેડાયું. તેઓ કંઇ આના જેટલા હુશિયાર નહોતા. તેમને એવો ડર લાગ્યો કે આવા વાદવિવાદમાં તો આપણે હારીજ જઇશું. અને હાર્યા એટલે પછી રાજાના દરબારમાં રહેવાની આશા કેવી? પછી તો રાજા આ પંડિતનેજ પોતાના દરબારમાં રાખી મોટું સાલીઆણું બાંધી આપશે, અને આપણને બરતરફ કરશે. કારણ કે રાજા પોતે પણ વિદ્વાન અને જાણકાર છે અને તેને વિદ્વાનોની સોબત ગમે છે. આમ ડર લાગવાથી તેમને તુરત આપણા રામાભાઇનું નામ યાદ આવ્યું.

એના શિવાય બીજો કોઇ આપણો તારણહાર નથી, એવી તેમની ખાતરી હતી. તેઓ સઘળા રામાને પગે પડતા ગયા અને પોતાનું દુઃખ તેને કહી સંભળાવ્યું.

રામાએ તેમને શાંત કરી પેલા પંડિતનો ગર્વ ઉતારવાનું માથે લીધું અને એમ કહ્યું કેઃ

હું અરણ્યપંડિત નામ ધારણ કરીને આવીશ. અને એ પંડિતનો ગર્વ ઉતારીશ. દરબાર આવતી કાલે છે. તમે કંઇ ફિકર કરશો નહિ.

પછી બીજે દિવસે બપોરે બાર વાગ્યે દરબાર ભરાયો. પેલા વિદ્યાસાગર પંડિતજી ઠાઠમાઠથી પધાર્યા. તેને કાને અરણ્યપંડિતની વાત ઉડતી ઉડતી પહોંચી હતી. અરણ્યપંડિત પણ આવીને બિરાજ્યા હતા. તેમણે કોરૂં કડકડતું નવું ધોતીઉં, રૂવાબદાર અંગરખો, કાશ્મીરી કસબી શાલ, ચકરી પાઘડી વગેરે ધારણ કર્યું હતું. વળી શરીરે ઠામઠામ ભસ્મ લગાવી હતી તેમજ રૂદ્રાક્ષનાં ઘરેણાં ધારણ કર્યાં હતા. તેનો દમામ એવો હતો કે રાજાજીને પણ બરાબર ઓળખ પડી નહિ.

અરણ્યપંડિતની સામે રૂમાલમાં વીંટેલી એક પોથી પડી હતી. તે પોથી કોઇ જૂનો સંસ્કૃત ગ્રંથ જ હશે એમ સર્વને લાગતું હતું.

વિદ્યાસાગર પંડિતજી સભામાં પધારતાંજ સામસામા નમસ્કાર વિગેરે ચાલ્યું. ત્યાર બાદ તેમણે પોતાની અજીતપત્રની માંગણી ફરી જાહેર કરી પોતાનો દાવો જણાવ્યો.

અને સભામાંનો કયો પંડિત મારી સાથે વાદવિવાદ કરવા તૈયાર છે તે પૂછ્યું.

સભામાંના પંડિતોએ આપણા રામાભાઇ ઉરફે અરણ્ય-પંડિત તરફ આંગળી કરી. તે ઠંડે કલેજે, નિરાંતથી, ગર્વભરેલે ચહેરે બેઠો હતો. તેનો દેખાવ એવો હતો કે જરા વાર તો પેલા વિદ્યાસાગર પંડિત પણ ચમકયા અને ગભરાયા.

જ્યારે જ્યારે પંડિતો આવી હરિફાઇમાં ઉતરે ત્યારે શરૂઆતમાં પહેલવહેલી ઓળખાણ કરે છે. તેમ આપનું નામ શું, ગોત્ર શું, કયાં ભણેલા, ગુરૂ કોણ, કયા શાસ્ત્રનો ખાસ અભ્યાસ કરેલો છે, વગેરે વગેરે સવાલ જવાબ આ પંડિતો વચ્ચે થયા. પછી વિદ્યાસાગર મહારાજે પૂછ્યું:—

પંડિતવર, આપની સામે આ પુસ્તક શાનું છે?

તેજલીરામે તાબડતોબ ઉત્તર આપ્યો: તિલપર્ણકૃત દામબદ્ધકલાપ.

વિદ્યાસાગર તો નામ સાંભળીનેજ ગભરાયા. એ તિલ-પર્ણ કોણ? કયા દેશનો? કયી સદીમાં થઇ ગયેલો? દામ-બદ્ધકલાપ એ ગ્રંથ તેણે કયા વિષય પર લખેલો? એ વિગતો તેને તો મુદ્દલ ખબરજ ન હોતી. તેને લાગ્યું, કે આ ગ્રંથનું તો મેં નામ પણ સાંભળ્યું નથી. પણ તેવું બતાવી દઉં, તો તો આબરૂ જાય. એમ વિચારી તેણે પોતાનો ગભરાટ ચહેરા પર જણાવા દીધો નહિ. આવો પ્રચંડ ગ્રંથ પોતે વાંચ્યો નથી એવી જો આ લોકોને ભાળ લાગે તો પછી પોતાની

પૂજેતીનો પારજ ન રહે, એમ તેને થઇ ગયું. પણ પોતે બાર બન્દરનાં પાણી પીધાં હતાં, એટલે ગાંજ્યો જાય તેમ ન હતું. તુરતજ ખોંખારો કરી તેણે કહ્યું:—

હા હા હા! તિલપર્ણનો કલાપ કેની? બહુજ સુંદર ગ્રંથ છે. મેં ત્રણેક વરસ પરજ વાંચ્યો છે. એમાં રસ તો એવો ઝરે છે કે ગ્રંથ પૂરો કર્યા શિવાય હું સૂતો નથી. ભાષા અઘરી ને શાસ્ત્રીય છે, પણ બહુજ જ્ઞાનથી ભરપૂર છે. હા, પંડિતજી! આપને એ વિષે કંઈ પૂછવું હોય તો પૂછજો.

તેન્નલીરામે જવાબ દીધોઃ ના ના. પંડિતજી, આપે ન વાંચ્યો હોય એવો ગ્રંથ તો અમારી પાસે ક્યાંથીજ હોય? પણ આ દામબધ્ધકલાપમાં અમને ન સમજાયલા એવા કેટલાક ભાગ છે. ત્યાં મેં નિશાનીઓ કરી છે. એ ભાગો વિષે અમારા પંડિતોમાં મતભેદ છે. આપ યોગ્ય ખુલાસો કરશો એવી અમને આશા છે. આપે તો એ ગ્રંથ સારી પેઠે વાંચ્યોજ છે. તો આપ આજે એ ગ્રંથ લઈ જાઓ અને કાલે આપને અજીતપત્ર લખીજ આપીશું, કેમકે આપના સરખો વિદ્વાન હજુ અમને સાંપડયો નથી.

પેલા પંડિતજીનો તો આ સાંભળીને હરખજ ન માય. તેને બ્હીક હતી કે આ ગ્રંથમાંથી કંઇ વાંચી સંભળાવીને ક્યાં કેવા સંબંધમાં છે એમ પુછશે, તો પૂજેતીજ થવાની છે. તેને બદલે આ તો નસીબ જોર પર છે. આખી રાત જાગીને ગ્રંથ વાંચી જવાશે, તેમ મોઢે પણ કરી લેવાશે; અને

કાલે આપણને ખુશીથી અજીતપત્ર મળી જશે; ચોવીશ કલાક ગ્રંથ વાંચવાને મળ્યો, એટલે પછી હવે બીજું શું જોઇએ? આવો વિચાર કરી તેણે કહ્યું:

ઓહો! એમાં શું? આપ એ ગ્રંથ મારે ઉતારે મોકલાવી દો. કાલે જરૂર સર્વ ખુલાસા આપણે કરીશું.

થયું. તેન્નલીરામે એક નોકર સાથે પેલો ગ્રંથ પંડિતજીને ઉતારે મોકલી દીધો. પછી થોડી વાર પરચુરણ વાતો કરી પોતાના પરાક્રમોની બડાશ હાંકી પંડિતજી ઉતારે રવાના થયા, કેમકે ત્યાં જઈ પેલો ગ્રંથ ગોખી કાઢવાની તેમને ઉતાવળ હતી.

પણ આ બાજુ પંડિતજીની પુંઠ ફરતાંજ આખા દરબારમાં અને ખાસ કરીને દરબારી પંડિતોમાં ખડખડાટ હસવાનો પવન વાયો. કેમકે પેલા રૂમાલમાં કંઇજ ન હોતું, પણ તલના નાના રોપાઓને દોરડી વતી બાંધી તેનો ચોપડીના આકારમાં ભારો બાંધી રૂમાલમાં બરાબર ગોઠવી મૂકેલા હતા. અને તેન્નલીરામે કહેલા નામમાં-તિલપર્ણકૃત દામબધ્ધકલાપ-પણ એજ અર્થ હતો, કે "તલના પાંદડાઓનો દોરડીથી બાંધેલો ભારો."

આખી સભાને એ વાતની ખબર હતી, એટલે તેમના હસવાનો પાર ન રહ્યો.

બીજી બાજુ પંડિતજી ઉતાવળે ઘેર પહોંચ્યા. રૂમાલ ખોલી જોયું તો તલના પાંદડાનો ભારો! તેન્નલીરામે કહેલું

નામ યાદ કરતાં પણ અર્થ બેસી ગયો. અરેરે! મેં તો આ નામના ગ્રંથના આટઆટલા વખાણ કર્યાં, અને બડાશ હાંકી! બાપરે, આપણે તો જબરા ફસાયા! આ ગામમાં રહેવામાં હવે શોભા નથી, અને આપણું પોગળ ફુટી જશે 'એમ વિચારી પંડિતજી રાતોરાત નાસી ગયા!



(૧૧)

## પહેલવાન પર જીત

તેનાલીરામે વિદ્યાસાગર પંડિતની ફજેતી કર્યાને થોડા દિવસ થયા ન થયા એટલામાં વળી એક બીજો કિસ્સો બન્યો. એક જોરાવર પહેલવાન દરબારમાં આવ્યો. તેણે હિંદુસ્તાનના ઘણાક પહેલવાનોને ધૂળ ચાટતા કર્યા હતા. તેની નામના ચોમેર પ્રસરેલી હતી. એણે પોતાનું નામ 'બળાઢય' રાખ્યું હતું. કૃષ્ણદેવના દરબારમાં પણ ઘણાક પહેલવાન હતા. પણ આ મલ્લે જે અજીતપત્રો મેળવ્યા હતા, તે જોતાં તો તેઓની હિંમત રહી નહિ, અને તેમને લાગ્યું કે હવે આપણી રોજી જવાની.

એ ડરથી તેઓ આપણા રામાભાઈ પાસે ગયા, અને તેને પોતાની વાત કહી. રામાએ મલ્લોને શાંત પાડી કહ્યું: તમે મને તમારા ઉસ્તાદજી તરીકે આગળ કરો. પછી બાકી-

નું બધુંજ હું સંભાળી લઈશ.

મલ્લરાજની સૌની ખાતરી હતી કે રામા કામ હાથમાં લેશે, તો તે પાર પાડ્યા વિના નહિજ રહે. તેમણે એને 'વીરકેસરી' નામથી પોતાના ઉસ્તાદ તરીકે આગળ પાડવાનું ઠરાવ્યું, અને અમારા ઉસ્તાદ વીરકેસરી તમારી સાથે કુસ્તી ખેલશે એવું પેલા બલાઢયને તુરત કહેવડાવ્યું.

બલાઢયને થયું, કે આ ઉસ્તાદ કોણ છે, અને કેટલા પાણીમાં છે, તે જાણવું જોઇએ. એટલે તેણે કહાવ્યું: હું આપને બપોરે મળવા આવીશ. પણ વીરકેસરીએ તો તેનો ગર્વ તોડે એવોજ જવાબ તેને મોકલ્યો. તેણે ચિઠ્ઠીમાં લખ્યું: આજે બપોરે તમારી મુલાકાત લેવાની અમને પુરસદ નથી. હમણાં અમે એક નવા દાવનો પ્રયોગ કરીએ છીએ. માટે આપને જે કંઇ કહેવું હોય, તે કાલે રાજાજીના અખાડામાંજ કહેવાનું રાખવું.

આવો કકડતો જવાબ સાંભળી પેલા 'અજીત' પહેલવાતને પણ મનમાં જરા ગભરામણ છુટી. આ મલ્લ પણ કોઇ જબરો હરીફ નીકળવાનો એમ તેના મનમાં ખાતરી થઇ.

બીજે દિવસે રાજ્ય તરફના અખાડા આગળ લોકોની ઠઠ ઝામી હતી. ખુદ રાજાજી પણ હાજર હતા. મલ્લયુદ્ધ બહુ ભારે થવાનું છે, એમ પહેલેથીજ વાયકા ચાલી હતી. વીરકેસરી નામનો કોઇ નવો પહેલવાન જોર અજમાવવાનો છે, એવી પણ અફવા જોરશોર ઉડતી હતી. અખાડામાં બે મુખ્ય

આસનો હતાં. તે પર વીરકેસરી તથા પેલા બલાઢ્યને બેસવાનું હતું. બાકી બધી પુષ્કળ બેઠકો હતી, તે બીજા મલ્લો તથા તમાશબીનો સારૂ હતી.

રાજાજી આવીને બિરાજ્યા એટલે રણશિંગું ફુંકાયું. કુસ્તી શરૂ કરવાની એ નિશાની હતી. બધે શાંતિ થઇ ગઇ. લોકો કુસ્તી જોવા માટે તૈયાર થઈ ગયા.

વીરકેસરી—એ આપણા રામાભાઇજ હતા—મૂછે હાથ દઇ પેલા બલાઢ્યને કહે: કેમરે અલ્યા, તું શાસ્ત્રીય પદ્ધતિથી દાવ ખેલે છે, કે જંગલીની પેઠે મારામારી કરવાનુંજ શીખ્યો છે, એ વાત પહેલાં કર.

શી વાત કહો છો? શાસ્ત્રીય પદ્ધતિમાં તો મારા જેવો હુશિયાર છેજ કોણ? એમ બલાઢ્યે જવાબ આપ્યો. એ બોલ્યો ભારે રૂવાબભેર. પણ વીરકેસરીના શબ્દોનો સાચો અર્થ એને માલમ નહોતો.

બહુત ખુબ. ત્યારે કેટલીક શાસ્ત્રીય નિશાનીઓ અને ઈશારતો હું કરૂં છું તે સમજી જઈને તેનો જવાબ તેવીજ પહેલવાની ઈશારતો વડે આપ. જો તું એ સવાલ બરાબર ઉકેલશે તોજ તું મારી સાથે મલ્લયુદ્ધ કરવાને લાયક ગણાશે. નહિ તો એ વિદ્યાનો કક્કોયે આવડતો નથી એમ ઠરશે. માટે તે મુજબ ધ્યાનમાં રાખીને જવાબ આપજે. તું બેવકૂફજ હોય, તો પછી તારી સાથે અખાડે ઉતરી હું ઇજ્જત શા માટે ગુમાવું? એવા, તારા જેવા સત્તરસો આવે છે.—વીર-

કેસરીએ પેલાને દબડાવીને કહ્યું.

આ વાત તો કબુલ કરવીજ પડે. કબુલ ન કરે તો બલાઢય જાયજ કયાં ? તેને લાગ્યું કે આ મલ્લરાજ બીજું તે શું કરવાના છે ? બહુ તો બે પાંચ દાવ બતાવી તેના નામ અથવા તેના તોડ કયા તે પૂછશે.

પછી વીરકેસરીએ નિશાની કરવા માંડી. તેણે બલાઢયના હાથની ત્રણ આંગળીઓ ભેગી કરી પોતાની છાતી આગળ ધરી. પછી તેના બે હાથ પોતાની ખાંધ પર મૂકયા. પછી પોતાની આંગળી માથાની આસપાસ ગોળ ફેરવીને જમણા હાથનો પંજો આગળ ધરી જમીનથી સરખે અંતરે ઉંચે રાખ્યો. અને પછી હાથ હલાવી ઇશારતમાં પૂછ્યું: આનો અર્થ શું ?

પણ બિચારો પેલો મલ્લ આ અદ્ધરજ નિશાનીઓનો અર્થ શું જાણે ? તેને આવી નિશાનીઓ કોઇએ શીખવી નહોતી. તે ટગર ટગર જોઇજ રહ્યો. સમજ્યા વગર જવાબ પણ શું આપે ?

બળાઢ્યથી કંઇ જવાબ અપાતો નથી એવું જોઇ લોકોએ તો તાળીઓ ટીપવા માંડી. અને વીરકેસરીનો જય એવી ગર્જના કરવા લાગ્યા.

વીરકેસરીએ પણ બે ચાર મિનિટ સુધી રાહ જોઇ. પરંતુ પેલા મલ્લરાજ કંઇ બોલતા નથી એવું જોઇ ગુસ્સાના ડોળથી તેણે ઘાંટો પાડયોઃ મૂરખના સરદાર ! આવા સાદા સંકેત પણ તને આવડતા નથી, છતાં તું અજીતપત્ર લેવાને

નીકળ્યો છે ? જા, જા, તારૂં કાળું કર. ચાર ઘડીમાં આ શહેર છોડીને ચાલ્યો જા. નહિ તો તારી ખો ભૂલાવી દે એવા આ ગામના લોક છે, સમજ્યો ? અજીતપત્રો કંઇ રસ્તામાં નથી પડ્યા, રસ્તામાં. ચાલ, નીકળ !

પેલો બળાઢ્ય તો બાપડો ગભરાઈજ ગયેલો હતો. તેની આસપાસ જે શોરબકોર થતો હતો તે પરથી તેને પોતાના જીવને માટે દહેશત લાગી. ગુપચૂપ તે ત્યાંથી નીકળી લોકોની ગિરદીમાં ભળી ગયો અને પછી દેખાયોજ નહિ !

આમ પેલા પહેલવાનને ઉભી પુંછડીએ રામાએજ નસાડયો. એ રામાજ હતો એમ જાણુતાં રાજાજીના હરખનો પાર રહ્યો નહિ. તેની ચતુરાઇ જોઇ કૃષ્ણદેવ બહુ રાજી થયો. પછી તેને પાસે બોલાવીને કહ્યું: શાબાશ ! શાબાશ ! મહારાજ ! તમે ખૂબ કરી. પણ હવે તમારી ઈશારતો તો સમજાવો.

તેન્નાલીરામ કહેઃ મેં એના હાથની ત્રણ આંગળીઓ મારી છાતી સામે ધરી, તેનો અર્થ એ, કે હું તારા દાવમાં આવું, તો તું મારી છાતીમાં છરી ભોંકી મને જરૂરજ મારી નાંખે. પછી એના બે હાથ મેં ખાંધ પર મુકયા, તે એવું સૂચવવાને, કે તે પછી હું નીચેજ પડી જઇશ. અને છેવટે ડોકાની આસપાસ હાથ ફેરવી પંજો જમીનથી ઉંચે ધરી મેં એમ બતાવ્યું કે હું મરી જાઉં, પછી મારી સ્ત્રી, અને મારો આવડો અમથો નાનો દીકરો—એ બેનું શું થશે ? આ નિશા-

નીઓને મલ્લવિદ્યા સાથે કંઈ લેવા દેવા ન મળે. પરંતુ એ "૯" જોવાને જરાયે ખ્યાલમાં ન આવ્યું, કે એ પ્રમાણે આ નિશાનીનો મલ્લવિદ્યા કંઈજ સંબંધ સાથે નહોતો! થોડી અક્કલ વાપરત, તો એની છેક આબરૂ ના જાત.

આવી રીતે દરબારી પહેલવાનોની આબરૂ બચાવી રામાએ તેમનો પ્રેમ મેળવ્યો અને પોતાની વાહ-વાહ કહેવડાવી.



(૧૨)

## અજબ ચિત્રકળા

રાજાજીને એક દહાડો એવી ધૂન લાગી, કે નવો મહેલ બાંધવો, અને તેને પુષ્કળ ચિત્રોથી શણગારવો. વિચાર આવ્યો કે પછી અમલમાં મૂકતાં શી વાર? તુરતજ ફરમાન છૂટયું. દેશદેશથી કારીગરો આવ્યા. કડીઆ આવ્યા. સુતાર આવ્યા. મોટા મોટા પત્થરનું કોતરકામ કરનાર આવ્યા. ચિતારાઓ આવ્યા. અને કામ શરૂ થયું. બે મહિને મહેલ પૂરો થયો. પછી રાજાજી તે જોવા માટે અને કારીગરોએ કેવું કામ કર્યું છે તેની પરીક્ષા કરવા નીકળ્યા.

રાજાજી એકેક ચિત્ર જુએ, તેને ટગર ટગર ભાળે, પછી તેના ગુણદોષની ચર્ચા કરે અને આગળ ચાલે. સાથે દરબારીઓ પણ હતા. તેઓ પણ "વાહ જી વાહ" કરતા.

રામાભાઇ તો હોયજ. તે પણ વચ્ચે વચ્ચે પોતાના ટહુકારા કરતો.

એટલામાં એક નવી શૈલીનું સુંદર ચિત્ર આવ્યું. તેમાં ચિત્રની એકજ બાજુ બતાવેલી હતી. તે જોઇ તેન્નલીરામે કહ્યું: મહારાજ, ગમે તેમ કહો, પણ આ ચિત્ર સાવ ખોટું છે. આ ચિત્રમાંના બાવાજી ને એકજ આંખ, એકજ હાથ, ને એક પગ છે. એમ તે કદિ બને? એવો તે કોઇ હોય ખરો? આ તો બાવા, નવાઇનીજ વાત છે.

રાજાજી હસીને કહે: મૂરખા, જરા તારૂં ભેજું ચલાવતો જા. એ બાવાજીની બીજી આંખ, બીજો હાથ, અને બીજો પગ પાછલી બાજુએ છે એમ માનવું જોઇએ. ચિત્રકળાનો એ એક સંકેત છે.—એક નવી ઢબ છે. એટલું મગજમાં ઉતરતું નથી?

તેન્નલીરામ મનમાં હસીને કહે: ઓહોહો! ત્યારે આ ચિત્રકળા તો કંઈ બહુ સહેલીજ વિદ્યા દેખુંને! હુંયે કાલથી ચિત્રકળાનો અભ્યાસ કરીશ.

એ વાતને કેટલાક દિવસ વીતી ગયા. તે દરમ્યાન રામાભાઇએ પોતાનું ઘર ચૂનો ઢોળાવી સાફસુફ ને સ્વચ્છ કરી નાંખ્યું. અને પછી ભીંતો પર કોઇક ઠેકાણે એકાદ હાથ, કોઇક સ્થળે એકાદ પગ, વળી ક્યાંક એકાદ કાન, એકાદ ડોકું એમ ઠેકઠેકાણે ચિતરીને બધું બેડોળ કરી મૂક્યું. પછી રાજાજી પાસે જઇને કહે: મહારાજ, આપની કૃપાથી અને

ઘણી મહેનત વડે હું હવે ચિત્રકળામાં બહુજ ચાલાક બની ગયો છું. મેં મારે ઘેર ઘણાંક ચિત્ર દોરીને તૈયાર કર્યાં છે. માટે આપે તે નીરખવા સારૂ એકાદ દિવસ પધારવાની કૃપા કરવી.

રાજાજીને તો એ વાત તદ્દન સાચી લાગી. તેને એમ ખબર નહોતી, કે રામો તો મારી ઠેકડી બનાવનાર છે. એટલે ઘણાક દરબારીને સાથે લઇ પોતે રામાને ત્યાં ગયો. પણ જઈને જુએ છે તો—ઓહો! એક ઠેકાણે હાથ, તો બીજે ઠેકાણે પગ, વળી ત્રીજેજ ઠેકાણે ડોકું ને ચોથે ઠેકાણે એકાદું નાક! એમ સઘળું અસ્તવ્યસ્ત હતું. એક પણ સંપૂર્ણ ચિત્ર હતું નહિ. એવું જોઇ રાજાજી બોલ્યા: અલ્યા રામલા, આ તેં શું કર્યું છે? કંઇ લડાઇનું મેદાન બેદાન છે કે શું? નાક કાન અને બધાં બીજાં અવયવ બરાબર હોય એવું તો એક પણ માણસ આમાં દેખાતું નથી! બધા છૂટાંતૂટાં શરીરના અવયવજ છે ને! એ તે શું તેં તારી મૂરખાઇનું પ્રદર્શન માંડયું છે?!

તેન્નાલીરામ ડોલતાં ડોલતાં કહે: ના, ના મહારાજ! આ દરેક ચિત્ર સંપૂર્ણ છે. એમાં કશી મણા નથી.

રાજાજી ગુસ્સાભેર બોલ્યા: અલ્યા, મૂરખા! તું અમારી ઠેકડી બનાવવા અહિં તેડી લાવ્યો છે કે શું? આ જોને, અહિં ફક્ત એક કાનજ છે. એ ચિત્ર પૂરેપૂરૂં છે, એમ તું કહેવા માંગે છે?

રામાએ કહ્યું: અલબત્ત ! તેના બાકીના અવયવો બધા બીજે દૂર છે, એમ માનવું જોઇએ. એ પણ ચિત્રકળાનો એક સંકેતજ છે, પણ તે સમજવાને ચિત્રકળાની સમજ જોઈએને!

કૃષ્ણદેવ આ સાંભળીને હસી પડયો. તે સમજી ગયો કે આગળ હું વાકય બોલેલો તેજ આ મને ફરીથી સંભળાવે છે. રામાની આ જુક્તિથી તેને ઘણીજ મઝા પડી, અને તેને થોડું ઈનામ આપ્યા પછી ચિત્રકળાનો સંકેત સમજાવીને વિદાય લીધી.



## (૧૩)

# કસોટી

એક દિવસ રામા રાજાજીની મુલાકાતે ગયો હતો. ત્યાં તે દિલગીર થઇને બેઠો. તે વાત તુરત રાજાજીના ધ્યાનમાં આવી. એટલે તેને પૂછ્યું:

કેમ, અલ્યા, તું આજે આટલો બધો ઉદાસ કેમ છે?

રામાનો સાદ ગળગળો થઇ ગયો. તેણે કહ્યું: શું કહું, નામવર! આજે સ્હવારે એક જોશીમહારાજ મારે ત્યાં આવેલા. ઘણા વખતથી મેં મારા જન્માક્ષર બતાવ્યા નહોતા, તેથી મેં તેમને તે આપી વિગત પૂછી. પણ તેઓ તો જન્માક્ષર જોઇ બહુજ વિચારમાં પડી ગયા. મેં બહુજ કાલાવાલા કરીને પૂછ્યું, ત્યારે કહે છે કે ગણિત પ્રમાણે હવે તમારી જીંદગી પૂરી થવા આવી છે અને હવે તમે મહિનો દોઢ મહિનોજ જીવવાના! તમારા ગ્રહ બહુ નબળા છે. એ વાત સાંભળીને,

રાજાજી, મારા દુઃખનો પાર રહ્યો નહિ. મને મરવાનું તો દુઃખ નથી. વહેલા મરીએ તો વહેલા સુખી થઇએ. પરંતુ મને લાગે એટલુંજ, કે મારી પછવાડે મારી ધનદોલતનું રક્ષણ કોણ કરશે ? અને મારાં બાળબચ્ચાંની સંભાળ કોણ રાખશે ?

રાજાજી કહે: ફિકર નહિ, ફિકર નહિ. તું કોઈ વાતે ગભરાઇશ નહિ. તારા બાળબચ્ચાંને કોઇ પણ જાતનું દુઃખ નહિ પડે. હું પોતે તેમની સંભાળ રાખીશ. તું આપતો હશે, તેથી વધારે સુખ હું તેમને આપીશ. અને તારી ધનદોલત તેઓ સુખેથી ભોગવશે.

હાશ. હવે મને ઠંડક વળી. રાજાજી ! હું તમારા પાડમાંથી કયારે છૂટીશ ? હવે હું સુખેથી મરીશ. એમ કહી તેનાલીરામ ઘેર ગયો !

પછી તો એવું બન્યું, કે રામાભાઈની તબીયત દિનપ્રતિદિન બગડતી ચાલી. અને છેવટે એક દિવસ આખા ગામને ખબર પડી કે રામાભાઈ તો મરણ પણ પામ્યા. લોકો ઘણા દિલગીર થયા. પણ કરે શું ?

એના મરણની ખબર રાજાને પડતાંજ તેની દાઢ સળકી. રામાએ પુષ્કળ ઇનામો મેળવી અઢળક ધન ભેગું કર્યું હતું એમ તેને ખબર હતી. એ મરી ગયો એટલે હવે એની સ્ત્રી તો મારે આશરે આવશે, પછી બાઇ માણસને એટલી બધી દોલતની શી જરૂર ? એવો વિચાર તેને આવ્યો. અને તુરતજ રામાની દોલતનો કબજો લેવાને તેણે હથિયારબંધ સિપાઇઓ

મોકલ્યા, ને હુકમ આપ્યો કે એને ત્યાં જેટલા દરદાગીના, ઝવેરાત, તેમજ નાણું હોય તે લઇ આવો.

સિપાઇઓ જઇને એક ભારે પેટારો લઇ આવ્યા. એ પેટારામાં રામા બધી પોતાની દોલત ભરીને રાખતો, અને એ સ્થિતિમાંજ તે મરી ગયો એમ તેમણે રાજાજીને ખબર આપી. એ જંગી ત્રિજોરી જોઇને રાજાજીના મ્હોંમાં પાણી છૂટયું. તેને ખજાનામાં લઇ જવાનો હુકમ કર્યો. તથા પોતે પણ પાછળ પાછળ ગયા.

પછી રામાની બધી દોલત જાતેજ તપાસી તેનો હિસાબ કાઢવાને બધા માણુસોને બહાર કાઢી ખાનગીમાં તેમણે પેટારાનું ઢાંકણું ઉઘાડયું. ઢાંકણું ઉઘાડતાંજ અંદરથી રામા ખડખડ હસતો બહાર આવ્યો. રાજા તો દિંગજ થઇ ગયો. તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

કેમરે, અલ્યા! તું તો મરી ગયો હતો ને?

હા, રાજાજી! પહેલાં મારો તેવો વિચાર હતો ખરો. પણ લુચ્ચા ભાઇબંધોની મારા તરફની લાગણી જણાઇ આવવાથી મેં મારો વિચાર બદલ્યો છે!

રામાનું આ જડબાંતોડ મહેણું સાંભળી રાજાનું મ્હોં વીલું પડી ગયું. રાજાની કસોટી કરવાનેજ રામાએ આ યુક્તિ કરી હતી! ને મરવાનો ઢોંગ કરી પોતે પેટીમાં ભરાઇ બેઠો હતો. આ પ્રમાણે રાજાજીની લોભીયાવૃત્તિનું માપ તેણે કાઢી લીધું.

(૧૪)

## વજીરપદ મળ્યું

રાજા કૃષ્ણદેવ તો મોટો રાજા હતો. તેનાં હાથ તળે બીજા ઘણાક રાજાઓ હતા. તેઓ તેને ખંડણી ભરતા. અવારનવાર દરબાર ભરાતો ત્યારે નજરાણાં લઇ તેઓ હાજર થતા. આવા એક ખંડીયા ઠાકોરને ત્યાં અપ્પાજી નામે નોકર હતો. આ અપ્પાજી બહુ હોંશિયાર અને ચાલાક હતો. માથે આવેલી આફ્ત કેમ ટાળવી તે કળા તેને સરસ આવડે. હવે પછી જે વાતો આવે છે, તેમાં તેણે જુદા જુદા પ્રસંગે કેવી જુક્તિઓ લડાવેલી તેનું વર્ણન આવશે.

એક વેળા દશેરા આવી. એ દશેરા પર દરબાર ભરવાનું કૃષ્ણદેવ મહારાજે ઠરાવ્યું. બધા માંડલિકો, ખંડીઆ રાજાઓ, ઠાકોરો તથા દરબારોને નોતરાં આપવામાં આવ્યા.

બધા રાજાઓને દશેરાને દિવસે હાજર થવાનું હતું. તે મુજબ સૌ હાજર થયા; પણ અપ્પાજીના શેઠથી હાજર થવાય તેમ નહોતું. તેથી તેણે પોતાને બદલે અપ્પાજીને મોકલ્યો. તે પ્રમાણે દરબારમાં અપ્પાજી હાજર રહ્યો.

દરબાર ભરાયો. સર્વ રાજાઓ ભેટસોગાદ, નજરાણાં લઇને આવ્યા હતા. એક પછી એક સર્વે કૃષ્ણદેવ પાસે જાય, તેને લળીલળીને સલામ કરે અને પેલી બક્ષીસ મૂકે. રાજા સામો તેમને સહેજ માથું નમાવે અને તબીયત તથા ખબર અંતર પૂછી પોતાના તરફથી શાલ ઓઢાડી વિદાય કરે. એમ ને એમ કરતાં અપ્પાજીનો વારો આવ્યો. તેણે જઇને ભેટ મૂકી. પોતાના રાજાને બદલે પોતે આવ્યો છે એમ કહી માફી માંગી અને નમન કર્યું.

પણ રાજાને તો બહુ ગુસ્સો આવ્યો. અપ્પાજીના શેઠની બેદરકારી તેને પસંદ પડી નહિ. તેણે તુરતજ અપ્પાજીને હુકમ કર્યો: હમણાં ને હમણાંજ તમારે સંદેશો મોકલવો અને તમારા રાજાને તેડી મંગાવવા. જણાવવું કે તાબડતોબ આવી મને મળે.

અપ્પાજીએ સલામ કરી રજા લીધી. પછી પોતાના શેઠને કહેવડાવ્યું કે: રાજાજી બોલાવે છે માટે આવવું ખરું, પણ રાજધાનીથી ચાર માઇલ દૂર મુકામ રાખવો.

એમ ને એમ થોડાક દિવસ નીકળી ગયા. તે પછી એક દિવસ એવું બન્યું, કે રાજા કૃષ્ણદેવ પાલખીમાં બેસીને

શહેરમાં ફરવા નિકળ્યો. તેની સાથે તેના એક બે હજુરીઓ ઉપરાંત અપ્પાજી પણ હતો. રસ્તે ફરતાં ફરતાં એક કસાઇની દુકાન આવી. અચાનક રાજાને પેલી વાત સાંભરી આવી અને અપ્પાજીને પૂછ્યું: કેમ અલ્યા, તેં તારા શેઠને તેડાવી મંગાવ્યો કે નહિ?

અપ્પાજી કહેઃ હા, તેડાવ્યા છે. થોડાજ વખતમાં આવી લાગશે.

પણુ તેજ દિવસે ઘેર પહોંચી અપ્પાજીએ પોતાના શેઠને કહેવડાવ્યું, કેઃ આજે ને આજે આપે ઘેર જવું. અને રક્ષણુનો પૂરો બંદોબસ્ત કરીને રહેવું. ક્ષણુ માત્ર પણુ અહિં થોભવું નહિ.

બીજે દિવસે રાજાએ પાછી વાત કાઢી અને અપ્પાજીને પૂછ્યું: કેમરે અલ્યા, તું તો કહેતો હતો કે તારા શેઠ આવી પહોંચશે. પણુ હજુ તો કંઇ ઠેકાણું નથી! તેં સંદેશો મોકલ્યોજ નથી કે શું?

અપ્પાજી કહેઃ મહારાજ! એમ તે હોય? મેં તો સંદેશો મોકલેલો અને તે પ્રમાણે તેઓ આવેલા. પણુ પછી પાછા જતા રહ્યા!

કેમ વારૂ?–રાજાએ ગુસ્સે થઇને કહ્યું: એમ કેમ થયું? અહિં આવ્યા શિવાય જતા રહેવાનું કંઇ કારણુ?

કારણુ મોટું છે, મહારાજ—અપ્પાજીએ હાથ જોડીને જણાવ્યું: પણુ આપ અપરાધ ક્ષમા કરી અમને અભયદાન

આપો તો જણાવું.

રાજા વાત જાણવાને આતુર થયો હતો. ઉતાવળીઆ સ્વભાવે તે બોલી પડયોઃ જા, જા! તમારો વાળ વાંકો નહિ થાય. હવે એ વાત કહી દે, જોઉં.

મહારાજ! આપે કહ્યા મુજબ મેં મારા શેઠને સંદેશો કહેવડાવ્યો. પણ આપ ગુસ્સે છો એમ જાણી તેમને કહેવડાવ્યું કે ગામથી ચાર માઇલ દૂર મુકામ કરજો. પછી કાલ આપને એ વાત ફરી સાંભરી. પણ તે કયાં આગળ? પેલા ખાટકીની દુકાન આગળ! તે ઉપરથી મારી ખાતરી થઇ ગઈ, કે આપ મારા શેઠને ફાંસીજ દેવા ઇચ્છો છો! તેમ ન હોય, તો કસાઇની દુકાન જોઇને એ વાત સાંભરે નહિ! તેથી મેં તેમને કહેવડાવ્યું કે પાછા ચાલ્યા જવું એજ ઠીક છે; કેમકે આજે રાજાજીને તમે ખાટકીની દુકાન આગળ યાદ આવ્યા, તે ઉપરથી મારા મનમાં બ્હીક પેઠી છે. આટલું કહેવડાવ્યું. અપરાધ બધા ક્ષમા કરશો, મહારાજ!

અપ્પાજીની આ ચતુરાઇ તથા વફાદારી જોઇ રાજા તેના ઉપર ખુશ થયો. તેને એમ લાગ્યું કે આ માણસ બહુજ કામનો છે અને એના જાનને જોખમ કરવામાં ફાયદો નથી. ભવિષ્યમાં એ કામ લાગશે.

એમ વિચારી તેણે અપ્પાજીના શેઠની પાસેથી અપ્પાજીને માંગી લીધો; અને તેને પોતાના પ્રધાન તરીકે નીમી યોગ્ય પોશાકની તથા જરઝવેરાતની બક્ષીસ આપી.

( ૧૫ )

## સાચો ન્યાય

અપ્પાજીની નીમણુંક તો થઇ. પણ તે કંઇ બધાને પસંદ પડી નહિ. ઘણાક દરબારીના મનમાં અદેખાઇ થવા લાગી. અપ્પાજી આજકાલનો નવોસવો નોકર અને તે અમારા પર રોફ ચલાવે, એ અમે કેમ સહન કરીએ? એમ તેમને થયું. તેમાં ઘણી ચિઢ તો રાણીને ચઢી. રાણીને એક દૂરનો સગો ભાઇ હતો. તેને વજીર બનાવવા માટે હમ્મેશ તે રાજાને કહ્યા કરતી. અપ્પાજીને વજીર બનાવવાથી રાજા પર રાણી ગુસ્સે થઇ. રોજ તેને પજવવા લાગી, તથા મ્હેણાં મારવા લાગી. પોતાના સગાને રખડવા દેવો અને ગમે તેવા રખડતા માણસને આશરો આપવો એ ગેરવાજબી છે એમ કહી વારે ઘડીએ રાજાને આગ્રહ કરવા લાગી, કે

અપ્પાજીને રજા આપી મારા ભાઇને તમે મંત્રી બનાવો. તે ઘણો કાબેલ ને હોંશિયાર છે, વગેરે.

તેણે બહુબહુ કહ્યું, પણ રાજાનું મન કંઇ માન્યું નહિ. તેને એમ ખાતરી હતી કે એ 'સાળાજી' (રાજાનો તો તે સાળોજ થાયને) ભોઠ અને અક્કલહીણા છે. રાજની લગામ હાથમાં સોંપી હોય, તો કંઇનું કંઇ ઉંધુંજ વાળી મૂકે. પણ રાણીએ બહુ કંટાળો આપ્યો, ત્યારે તેણે કબુલ કર્યું કે બંનેની પરીક્ષા લેતાં, જો અપ્પાજી નાપાસ થાય અને રાણીનો ભાઇ હોંશિયારી બતાવે, તો પછી તેને વજીર નીમી અપ્પાજીને બરતરફ કરવો.

તેજ દિવસે એવું બન્યું, કે રાજા પોતાના બે છોકરાઓને રમાડતો હતો અને લાડ લડાવતો હતો. રમતાં રમતાં એક છોકરે રાજાને લાત મારી. બીજાને કંઇ તોર ચઢી આવ્યું, એટલે તે રાજાના ડીલ પર થુંક્યો. પણ બાળકનાં લાડ! તેને તે કંઇ ધ્યાનમાં લેવા ઘટે? રાજાને એ વાત કંઇ યાદ ન રહેત. પણ તે ઉપરથી તેને એક વિચાર આવ્યો તેથી તેણે એ વસ્તુ મગજમાં રાખી મૂકી.

બીજે દિવસે દરબારમાં પેલો ચન્દ્રસેન (રાણીનો ભાઇ,) અને અપ્પાજી બંને હાજર હતા. રાજાએ ચન્દ્રસેનને પૂછ્યું: ચન્દ્રસેન! ગઇ કાલે મહેલમાં મને એક જણે લાત મારી. તે જોઇને બીજો એક મારા શરીર પર થુંક્યો. તેને શી સજા કરવી તે વિષે તમારી સલાહ લેવાનું મેં નક્કી કર્યું છે.

તેથી કહો, કે તેમને કેવી રીતે દંડ આપવો ?

ચન્દ્રસેનને તો કંઈ આગલી પાછલીનો વિચાર કરવાની ટેવજ નહોતી. તેણે તો તુરતજ જવાબ આપ્યો: મહારાજ! આપના તરફ એવી બેઅદબી કરનાર કોણ ? લાત મારનારના પગ અત્યારેજ કપાવી નાંખો અને પેલા થુંકનારના મ્હોમાં કકડતો ધગધગતો સીસાનો રસ રેડો, જેથી રાજાજી સાથે કેવી રીતે વરતાય તેનું તેમને ભાન આવે !

પછી રાજાએ એજ સવાલ અપ્પાજીને પૂછયો. અપ્પાજી તો ચતુર હતો. તે કંઇ પેલાના જેવો બેવકુફ નહોતો. તેને લાગ્યું કે આ સવાલ ભેદી છે. જો ખરેખરજ આવું બન્યું હોય તો રાજા ત્યાં ને ત્યાં ગુન્હેગારોને તલવારને ઝટકે ઉડાવી દે. અને મહેલમાંજ બન્યું છે, માટે એ કંઇક રાજાના વહાલાં માણસે કર્યું હશે. નહિ તો રાજા બબ્બે ગુન્હા સાંખી ન રહે. માટે તેને અનુરૂપજ જવાબ જોઇએ. એમ વિચારી તેણે જવાબ દીધો: મહારાજ, મારૂં કહેવું તદ્દન જુદું છે. જેણે લાત મારી, તેના પગમાં સોનાના સાંકળા પહેરાવવા અને જે થુંકયો તેના મોં પર સામું ચુંબન દેવું જોઈએ, મહારાજ! એવા અપરાધી તો બહુ મોંઘા છે !

રાજા તરત હસી પડયો. અપ્પાજીની બુદ્ધિ કેટલી બધી ઉંડી છે તે તેના ધ્યાનમાં આવી ગયું. પછી સાંજે એ વાત તેણે રાણીને કહી અને બંને ન્યાયાધીશોએ દર્શાવેલી જુદી જુદી સજાઓ પણ સંભળાવી. પછી પૂછયું: બોલો,

રાણીજી! હવે તમારાં એ છોકરાંને તમે જે કહો તે સજા કરૂં? તમે કહો તો પગ કાપી નાખું અને તમે કહો તો સોનાના સાંકળાં ઘડાવું!

રાણી બિચારી શરમીંદી પડી ગઈ. અપ્પાજીનું મગજ કેટલું બધું સરસ કામ કરે છે અને પોતાનો સગો કેવો અવિચારી છે તે તેના મગજમાં ઉતરી ગયું. તે દિવસથી પોતાના ભાઇને વજીર બનાવવા માટે રાજાને પજવવાનું તેણે છોડી દીધું.



(૧૬)

## બાદશાહની માંગણી

અપ્પાજીની ચતુરાઇની વાતો તો બહુ ફેલાવા લાગી. તેની ખ્યાતિ ઠેઠ દિલ્હી સુધી પહોંચી. દિલ્હીમાં તે વેળા લોદી બાદશાહનું રાજ ચાલતું હતું. બાદશાહને ઇચ્છા થઇ કે અપ્પાજીને મળવું અને તેની ચતુરાઇ જોવી. પણ તે પહેલાં એક વાર એની પરીક્ષા કરવી જોઇએ. તેથી તેણે કૃષ્ણદેવને સંદેશો મોકલ્યો કે: એકજ મહિનામાં અમારા તરફ એક "હિંડતું ખેતર" તથા "ચાલતો કુવો" મોકલી આપવો; નહિ તો સખત શિક્ષા કરવામાં આવશે.

આવો વિચિત્ર સંદેશો સાંભળી રાજા તો અજાયબીમાં પડી ગયો. અને તેને ગભરાટ છૂટયો. પણ પાસે અપ્પાજી હતો, એટલે શી ફિકર હતી? અપ્પાજીની સલાહ

પૂછી. અપ્પાજી સમજી ગયો કે આ તો બાદશાહે એક કોયડો મોકલાવ્યો છે. એમાં બ્હીવા જેવું કંઇ નથી.

પછી તેણે એક ખુબ લાંબો અને મોટો ખટારો બનાવ્યો. તેમાં ખેતરમાંની સારી, ફળદ્રુપ કાળી માટી પાથરી અને બી વાવ્યાં. પછી તેમાં થોડા દહાડા પાણી સિંચ્યું એટલે અંકુરો અને ઝીણાઝીણા છોડ ઉગ્યા. બાદ તેને બળદ જોડી ખટારો બાદશાહ તરફ રવાના કર્યો. એ પ્રમાણે હિંડતું ખેતર બાદશાહ પાસે ગયું.

પણ ચાલતા કુવાનો સવાલ એથી અઘરો હતો. તેનો ખુલાસો કરવાનું અપ્પાજીને જરા અઘરૂં લાગ્યું. પણ તેણે તેનોયે તોડ તો કાઢયોજ. તેણે સામો બાદશાહને સંદેશો કહાવ્યો કેઃ અમારા રાજમાં ચાલતો કુવો છે અને તે આપના મુલકમાં આવવાને તૈયાર પણ છે. પણ તેને આવતાં એકજ મુશ્કેલી નડે છે. રસ્તો લાંબો છે અને સાથે કોઇ સોબતી છે નહિ. માટે આ પત્ર દેખતાં આપનાં તરફથી તેનો સંગાથ કરવા માટે એક ચાલતો કુવો મોકલાવી દ્યો. એટલે તુરતજ તેની સોબતમાં અમે એને રવાના કરીશું. તે વાતની કશી ફિકર કરશો નહિ.

પેલું હિંડતું ખેતર અને આ જવાબ જોઇ–સાંભળી બાદશાહ તો છકજ થઇ ગયો એ જણાવવાની ખાસ જરૂર નથી.



( ૧૭ )

## પુતળીઓની પરીક્ષા

પણ દિલ્હીનો બાદશાહ એટલેથી ના અટક્યો. તેના મનમાં એમ હતું કે અપ્પાજીની બરાબર કસોટી કરવી. એટલે તેણે એક બીજી જુક્તિ લડાવી. એક હોંશિયાર કારીગર પાસે તેણે ત્રણ પુતળીઓ ઘડાવી. એ ત્રણ પુતળીઓ તદ્દન એક-સરખી હતી. તેનો ઘાટઘટમ, તેનું ઘડતર, ચહેરો, ધાતુ વગેરે તમામ એકમાંનુંજ. જાણે કશો ફેરજ નથી. આ પુતળીઓ તેણે રાજા કૃષ્ણદેવ તરફ મોકલી, અને કહેવડાવ્યું કે: આ ત્રણ પુતળીઓની પરીક્ષા કરી એમાંથી ઉત્તમ કઇ, મધ્યમ કઇ, અને છેક હલકી કઇ છે, એનો વિગતસર ખુલાસો તુરતજ મોકલાવી આપવો. તેમ કરવામાં ગફ્લત થશે, તો આપનું રાજ ખાલસા કરવામાં આવશે.

રાજા કૃષ્ણદેવના દરબારમાં પુતળીઓ આવી પહોંચી. રાજાએ તે બધા દરબારીઓ આગળ રજુ કરી. બધી એક સરખીજ હતી. કંઇ ફેર દેખાતો નહોતો. પણ બાદશાહ પૂછાવે છે માટે કંઇ ભેદ તો હોવોજ જોઇએ. તેથી એ ભેદ ખોળી કાઢનારને માટે રાજા કૃષ્ણદેવે મોટું ઇનામ જાહેર કર્યું.

દરબારીઓએ બધાએ તે પુતળીઓ જોઇ. પણ કોઇને કંઇ સમજ પડી નહિ. તેમણે બધાએ એકેમતે જાહેર કર્યું કે આ પુતળીઓમાં કશો ફરક છેજ નહિ. બધી સરખીજ છે. છેવટે વારો અપ્પાજીનો આવ્યો. તેને લાગ્યું, કે બાદશાહ મારી પરીક્ષા કરવા માંગે છે. માટે મારે તો યોગ્ય ખુલાસો આપવોજ જોઇએ. એમ વિચાર કરી તેણે રાજા પાસે એક દિવસની મહેતલ માંગી, કેઃ મહારાજ, આજે ત્રણ પુતળીઓ મને મારે ઘેર લઇ જવા દો. કાલે એનો જે કંઇ ભેદ હશે તે હું આપને જરૂર જણાવીશ. એટલું કહી તે પુતળીઓ લઇને ઘેર ગયો.

બીજે દિવસે પાછો દરબાર ભરાયો. અપ્પાજી પેલી ત્રણ પુતળીઓ લઇને હાજર થયો. રાજાજી આવીને બેસતાંજ તેમણે સવાલ કર્યોઃ કેમ, અપ્પાજી! પેલી પુતળીઓનો ભેદ શોધી કાઢયો કે ?

હા, મહારાજ—એમ કહી અપ્પાજીએ પેલી પુતળીઓ રાજાજીની સામે પહેલા એક બાજઠ પર ગોઠવીઃ આ પહેલી છે, તે ઉત્તમોત્તમ છે. બીજી વચલા વર્ગની છે. અને ત્રીજી

છેક હલકી છે.

એમ તું ગપ ઠોકે તે કેમ ચાલશે? અમને એ વાતની તારે સાબિતી આપવી પડશે. તે શિવાય એ વાત અમારે ગળે નહિ ઉતરે.—રાજાજીએ વાંધો ઉઠાવ્યો.

અપ્પાજી કહેઃ બરાબર છે, હું આપને જોઈતો પુરાવો જરૂર આપીશ. એમ કહી તેણે પોતાના ગજવામાંથી એક પાતળો તાર કાઢયો અને તે તાર પહેલી પુતળીના કાનમાં દાખલ કરી અંદર ઘુસાડયો. પણ થોડે સુધી તે જઈને ત્યાંજ અટકયો. ન તો બીજા કાનમાંથી બહાર નીકળ્યો કે ન બીજે કશેથી. પછી વચલી પુતળીને તેમ કર્યું ત્યારે તે તાર આરપાર બીજા કાનમાંથી બહાર નીકળ્યો. ત્યાર બાદ ત્રીજી પુતળીના કાનમાં તે તાર ઘાલતાં તે તેના મ્હોંમાંથી બહાર નીકળ્યો. આ ચમત્કાર જોઈ આખો દરબાર છક થઈ ગયો.

પછી અપ્પાજી કહેઃ જુઓ મહારાજ, આ ત્રણ પુતળીઓમાં આટલો ભેદ છે. પહેલી પુતળીના કાનમાંનો તાર બહાર નીકળતોજ નથી. આ ત્રણ પુતળીઓ દુનિયામાં ત્રણ પ્રકારના માણસો હોય છે, તે ત્રણ પ્રકાર બતાવે છે. તે મુજબ પહેલી પુતળી એવા માણસો માટે છે જે પોતે સાંભળેલી વાત પોતાના મનમાંજ રાખે છે. સર્વનું તેઓ સાંભળ્યા કરે છે; પછી સારૂં હોય, કે નરસું હોય. એવા માણસો શ્રેષ્ઠ છે. આ વચલી પુતળી મધ્યમ દરજ્જાના માણસો જેવી છે. તેવા માણસો કોઈ પણ વાત મનમાં ખાસ રાખતા નથી.

આ કાને સાંભળી પેલે કાને કાઢી નાંખે છે. તે બાબતમાંથી તેઓ પોતાની મતલબ પાર પાડતા નથી. તેમ ઝાઝી ચોળાચોળ પણ કરતા નથી. પણ આ ત્રીજી પુતળી છે તે છેક હલકા માણસો માટે છે. તેમને કાને પડેલી કોઇ પણ વાત બહાર પડ્યા શિવાય રહેતી નથી. સારી નરસી દરેક વાત તેના વડે બહાર ફેલાઈ જ જાય છે. એ જાતના માણસો નીચમાં નીચ ગણાય છે. માટે એ પુતળી છેક હલકી પંક્તિની ગણાય.

અપ્પાજીનો આ ખુલાસો જોઇ બધા અચંબામાં પડ્યા. રાજા પણ તેની બુદ્ધિ પર ફિદા થઇ ગયો. પછી ત્રણે પુતળીઓ આ ખુલાસા સાથે દિલ્હી પાછી મોકલવામાં આવી. બાદશાહને પણ અપ્પાજીના ખુલાસાથી પૂરતો સંતોષ થયો. અને આવો હોશિયાર પ્રધાન કૃષ્ણદેવ પાસે છે એ જોઈ તેને અદેખાઇ આવી.



(૧૮)

## કાંટાથી કાંટો કાઢયો

કૃષ્ણદેવ રાજાની રાજધાનીમાં એક મોટી ધરમશાળા હતી. ત્યાં વટેમાર્ગુઓને આરામ લેવાને સારી સોઇ હતી.

એક દિવસ એ ધરમશાળામાં એક જુવાન મુસલમાન બેઠો બેઠો આરામ લેતો હતો. તે લહેરથી પડયો હતો અને એની આંખો ઉંઘથી ઘેરાતી હતી. એટલામાં ત્યાં એક ઘરડો ખેડુત આવ્યો. એ ખેડુતને દમનો રોગ હતો અને તેને ઉપરાછાપરી ઉધરસ આવતી હતી. તે ત્યાં આવ્યો અને ઉધરસ ખાવા લાગ્યો. તેના અવાજથી પેલો મુસલમાન જાગી ઉઠયો. તેની ઉંઘમાં ખલેલ પડી. આથી તે બહુજ ગુસ્સે થયો. અને પેલા ખેડુતને કહ્યું: અબે બુઢ્ઢા! તું ફિર અયસા ખોં ખોં કરેગા તો હમ તુમકો તલ્વારસે માર ડાલેગા!

એમ કહી તે આંખો મીંચીને ફરી પડયો. પણ મિનિટ બે મિનિટ ગઈ ના ગઇ એટલામાં તો પાછી ખેડુતને ઉધરસ આવી. તે બિચારો શું કરે? શરીરની અંદરનો રોગ કંઇ એક તડાકે સારો થઇ જવાનો હતો? તેનું ખોંખોં સાંભળતાંજ પેલા મુસલમાનને બહુ ઝાંઝ ચઢી. અને ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે તલવાર ખેંચી ડોસાનું ડોકું એકે ઝાટકે ઉડાવી દીધું.

પણ ધરમશાળા કંઇ ખાલી નહોતી. આવું ધોળે દિવસે ખૂન થાય, અને તે ખૂન કરનારને કંઇજ ન થાય એ કંઇ બને? ધરમશાળાના બીજા મુસાફરોએ એ મુસલમાનને પકડ્યો. અને તેને રાજા પાસે લઇ ગયા. સાક્ષી પુરાવાનો ટોટો નહોતો. ગુન્હેગાર પોતે પણ ઇન્કાર કરતો નહતો. તેને તો કંઇ પોતાના જાનની પણ પરવા ન હોય, તેમ લાગ્યું.

રાજાને તેના ઉપર બહુ ગુસ્સો આવ્યો. સહેજ હસવું પણ આવ્યું, કે પોતાના જાનની પણ પરવા નથી એવો આ માણસ કોણ છે? પછી એણે કરેલા ખૂની કૃત્ય માટે એને શી સજા કરવી તે વિષે રાજાએ અપ્પાજીની સલાહ માંગી.

અપ્પાજીએ રાજાને કાનમાં કહ્યું: મહારાજ, આ માણસનો ગુન્હો મોટો છે. પણ એના જાનની એને પરવા નથી એ પણ એનો એક ગુણ છે.—એના સાહસિકપણાથી આપણને ભવિષ્યમાં કોઇક વાર લાભ થશે. માટે એને જીવથી તો ન મારવો. એને માત્ર આરામની કેદ આપી મૂકો. જ્યારે

જરૂર પડશે ત્યારે આપણે એનો ઉપયોગ કરીશું.

અપ્પાજીની ચતુરાઈ અને તેના દુરંદેશીપણા પર ભરોંસો હોવાથી રાજાએ તે મુસલમાનને બીજો હુકમ થાય ત્યાં સુધી આરામની કેદ ભોગવવાની સજા કરી.

બીજી બાજુ એવું બન્યું, કે દિલ્હીના બાદશાહના કાન કોઈકે ભંભેર્યા. તેથી તેને લાગ્યું કે અપ્પાજી જેવો ચતુર પ્રધાન સાંપડવાથી કૃષ્ણદેવ હવે ખંડણી ભરવામાં આળણ-ગાળણ કરે છે. આથી તેણે એવો વિચાર કર્યો કે કૃષ્ણદેવને કોઈ પ્રકારે સજા કરવી. પછી તેણે દરબારમાં સવાલ કર્યો કે: કૃષ્ણદેવની સામે ચઢાઇ લઈ જવા કોણ તૈયાર છે?

અપ્પાજીની ચતુરાઈ વિષે બધે વાતો ફેલાઇ ગઇ હતી, તેથી કોઇ પણ સાધારણ દરબારીની હિમ્મત ચાલી નહિ. વખતે ફસાઈ પડીએ તો જાનથી જઇએ એવી સૌને બ્હીક હતી. આખરે બાદશાહના મુખ્ય પ્રધાનને લાગ્યું કે આ તો દરબારની આબરૂ જાય છે. તેથી તેણે પોતે એ બીડું ઝડપ્યું. અને પછી મોટું લશ્કર તૈયાર કરી વિજયનગર તરફ કૂચ કરી.

આ આફત અચાનક આવી પડવાથી કૃષ્ણદેવ ગભરાયો. તે બહુ મોજીલો હતો. આવું સંકટ આવે એટલે સહેજે ગભરાઇ જતો. અધૂરામાં પૂરું, જાસુસો ખબર લાવ્યા, કે આ પ્રધાન બહુ ક્રૂર અને દુષ્ટ છે. અને તે આખા દેશને ખરાબ ખરાબ કરી નાંખશે. આ સંકટમાં તેને ધિરજ આપનાર

એકજ નર હતો, અને તે અપ્પાજી. તેણે રાજાને જણાવ્યું કે કોઇ વાતે ફિકર કરવી નહિ. પરમેશ્વરની મહેરબાનીથી બધું સાંગોપાંગ પાર ઉતરશે.

પછી અપ્પાજીએ પેલા ખુની મુસલમાનને કેદમાંથી છુટો કર્યો, અને તેને દૂત તરીકે તૈયાર કર્યો. તેની સાથે એક પત્ર આપ્યો. એ પત્ર એવો હતો કેઃ તમે ગમે તેવા પણ બાદશાહના પ્રધાન છો. તમારા જેવા હલકા દરજ્જાના માણસ સાથે અમારા રાજા લઢવા માંગતા નથી. માટે આબરૂભેર આપે ચાલ્યા જવું. નહિ તો આપની અને આપના લશ્કરની સખત ખબર લેવામાં આવશે.

આવો, પેલા ખાંસાહેબને પગથી માથા સુધી ઝાળ ઉઠે તેવો સંદેશો લખી આપીને અપ્પાજીએ પેલા મુસલમાનને રવાના કર્યો.

ખાંસાહેબ પોતાના તંબુમાં બેઠા હતા ત્યારે પેલો દૂત ત્યાં જઇ પહોંચ્યો. સલામ કરીને કાગળ ખાંસાહેબને આપ્યો. ખાંસાહેબ કંઇક નિશામાં બેઠેલા હતા. દારૂનું જોમ જણાતું હતું. કાગળ વાંચીને તેમને ખૂબ ગુસ્સો ચઢયો. આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું અને મોટો ઘાંટો પાડી તેણે પેલા મુસલમાન દૂતને કહ્યુંઃ બેવકૂફ કૂતરા, આ કાગળ તું જાતે લાવ્યો છે?

ખાંસાહેબને તો ખ્યાલજ નહોતો, કે આ કાગળ લાવનાર દૂત કોણ છે. પણ એ દૂત મુસલમાનને તો કૂતરો,

શબ્દ સાંભળીને ઝાંઝ ચઢી. તેને આઘુંપાછું જોવાની તો ટેવ હતીજ નહિ: કયા, તુમ મુઝે કુતરા કહેતે હૈ! એમ કહેતાં તેણે તલ્વાર બહાર કાઢીને ખાંસાહેબનું ડોકું એકે ઝાટકે ઉડાવી દીધું.

દગો! દગો! એમ ત્યાં આસપાસના પહેરેગીરો બરાડી ઉઠયા. તુરતજ સિપાઈઓ ભેગા થયા, અને પેલા મુસલમાનને પકડી તેના શરીરના ત્યાંજ ટુકડેટુકડા કરી નાંખ્યા.

પણ ખુદ લશ્કરનો સેનાપતિજ મરણ પામ્યો, એટલે પછી સિપાઈઓમાં વ્યવસ્થા રહેજ શાની? આખા લશ્કરમાં અંધાધુંધી શરૂ થઇ ગઇ. બીજી બાજુ કૃષ્ણદેવના તરફથી હુમલો કરવામાં આવ્યો. અને કોઇ દોરવનાર ન હોવાથી આખું બાદશાહી લશ્કર પાયમાલ થઇ ગયું. અને ઘણું ખરૂં નાસી ગયું.

બાદ અપ્પાજીને અને કૃષ્ણદેવને વાત થઇ ત્યારે અપ્પાજીએ સમજ પાડી કે: પેલો મુસલમાન તદ્દન મરણીયો હતો. સહેજ પણ અપમાન સહન કરવાની ધિરજ તેનામાં ન મળે. તેથી તેને એવો પત્ર લખી આપ્યો કે જેથી ખાંસાહેબ તેનું અપમાન કરે અને પરિણામે ત્યાં ને ત્યાંજ તેમનું ખૂન થઇ જાય. એ રીતે કાંટા વડેજ કાંટો નીકળી જાય.

અપ્પાજીની યુક્તિથી રાજા તેના ઉપર બહુજ પ્રસન્ન થયો. અને આ સંકટમાંથી પોતાને નચિંત કરવા સારૂ તેને કેટલીક જાગીરો આપી. તે દિવસથી બાદશાહને પણ રાજાનો ધાક પેંઠો.



(૧૮)

## ચોરને માથે ધંટીચોર

પોતાના માનીતા વજીર ખાંસાહેબનું આ રીતે ખુન થયું, અને આખું લશ્કર પાયમાલ થઇ ગયું, તેથી બાદશાહ તો રાતોપીળો થઇ ગયો. ગુસ્સાથી તે બળીઝળીને જાણે ખાખ થવા લાગ્યો. તેણે મનમાં નક્કી કર્યું, કે કોઇ પણ રીતે અપ્પાજીને હાથતાળી આપી કૃષ્ણદેવને કેદ કરવો જોઇએ. નહિ તો તે આગળ જતાં આપણને હેરાન કરશે. આમ મનસૂબો કરી તે કઇ યુક્તિ લડાવવી તે વિમાસવા લાગ્યો.

આખરે એક સરસ તરકીબ તેને હાથ લાગી કૃષ્ણદેવ રાજાને ઘોડાઓનો બહુ શોખ છે એમ તે જાણતો હતો. નવા નવા ઘોડાઓ વસાવવા તેમને ઉછેરવા, અને શરતોમાં દોડાવવાનું કૃષ્ણદેવને બહુ ગમતું. આ પરથી બાદશાહે એવી

યુક્તિ કરી કે એક હજાર રવાલદાર અરબ્બી ઘોડાઓની વણજાર તૈયાર કરી અને તે વેચવાને બહાને પોતાના એક ભરોસાપાત્ર સરદારને વિજયનગર તરફ રવાના કર્યો. દરેક ઘોડા સાથે તેની સંભાળ લેનાર એકેક જુદો ખિદમતગાર હતો, ઘોડાઓ બહુજ સરસ અને પાણીદાર હતા. અને તેની તહેનાતમાં મૂકેલા જુદા જુદા ખિદમતગારો વેશ બદલાવેલા મોટા મોટા જોદ્ધાઓ હતા.

વિજયનગરથી થોડે દૂર પેલા સોદાગરે પડાવ નાંખ્યો. પછી રાજાને કહેણુ મોકલ્યું કે: અમે દૂર દેશના વેપારીઓ ઘોડા વેચવા આવ્યા છીએ. રાજાજીને ઘોડાનો ભારે શોખ છે એવી કીર્તિ અમે સાંભળી છે. તેથી અમે ઘણા તેજસ્વી ચંચળ ઘોડાઓ લાવ્યા છીએ. તો મહારાજસાહેબે તપાસ કરી અમારી પાસે ખરીદી કરવી અને અમને ઉત્તેજન આપવું.

ઉપરાંત તેમણે એવું પણ દર્શાવ્યું કે: અમારી પાસેના તમામ ઘોડા ઉત્તમ છે. રાજાજી હરકોઈ ઘોડાને પસંદ કરીને તેની પરીક્ષા કરે, અને દોડાવી જુએ. બીજા ઘોડાઓની લાયકાત અમે દોડાવીને બતાવી આપીશું.

રાજા તો એ વાત સાંભળી કૂદી ઉઠયો. સવારી કરવાની કળામાં મારા જેવો કોઈ ઉસ્તાદ નથી એવો તેને ગર્વ હતો. આ પરદેશી વેપારીઓ મને હરાવવાની નહિ તો મારા સરસા ઉતરવાની હિમત ધરાવે છે; તો મારે તેમને મારો હાથ બતાવવો જોઇએ, એમ વિચાર કરી તે પેલા સોદાગ-

રોને તંબુએ ગયો. ઘણા ઘોડા જોઈ એક મજબૂત ચપળ ઘોડો પસંદ કર્યો. અને પછી બીજા પાંચસાત ઘોડાઓ સાથે શરતમાં ઉતરવાનું નક્કી કર્યું. સોદાગરોએ કબુલ કર્યું અને શરત ચાલી. તેમાં રાજા એકલો ઘણે આગળ નીકળી ગયો. એટલે ત્યાં પહેલેથી છૂપાઇ રહેલા બાદશાહી સવારોએ પકડી લીધો અને તેને કેદી બનાવી દિલ્હી તરફ પ્રયાણ કર્યું. બીજી બાજુ સોદાગરના તંબુ પણ વિજયનગરની સરહદમાંથી અદૃશ્ય થઇ ગયા.

રાજાજી આ પ્રમાણે કેદી થઇ દિલ્હી ગયાની વાત ફેલાતાંજ વિજયનગરમાં મોટો ગભરાટ ફેલાઇ ગયો. બધે પુષ્કળ રોકકળ ચાલી રહી. કેટલાક જુવાન રાજાની તુંડમિજાજીનો વાંક કાઢવા લાગ્યા. કેટલાક પેલા સોદાગરની દગલબાજી પર લ્યાનત વસાવવા લાગ્યા. પણ બધા કપાળે હાથ દેતા હતા. અને રાજાજીને કેવી રીતે છોડવી લાવવા તે કોઇને સૂઝ્યું નહિ.

રાજાએ તો પૂછ્યાગાછ્યા વગર ઉંધું સાર્યું અને આમ ફસાઇ ગયાં તે જોઇ વજીર અપ્પાજી પણ બહુ દિલગીર થયો. વળી પોતાના જમણા હાથ રૂપ ખાંસાહેબનું ખૂન થવાથી બાદશાહ રાજા પર બહુ ગુસ્સે થયો છે એમ તેને ખબર હતી તેથી તેને બહુ ચિંતા લાગી. અને એ ઠગ બાદશાહને એના જેવીજ કોઇ રીતથી શિકસ્ત આપવી જોઇએ એમ તેની ખાતરી થઇ.

પણ તેને એમ લાગ્યું, કે પહેલાં તો રાજા ક્યાં છે તેની પાકી ખબર મળવી જોઇએ. તે ઉપરાંત તેના જીવને જોખમ છે કે કેમ, તે નક્કી માલમ પડવું જોઇએ. તે જાણ્યા શિવાય તેને છોડાવવાનો ઉપાય થઇ શકે નહિ. આથી આટલી વાતોની તપાસ કરવા ગાંડાનો–પાગલનો વેશ લઇ તે દિલ્હી ગયો.

દિલ્હી જઈને મેલોઘેલો તે રાજમહેલની આસપાસ રાગડા તાણતો ભમવા લાગ્યો. ગમે તેવા ચાળાચસકા કરે, હસે, નાચે, બબડે ને ગાતો જાય. તેના મનમાં ખાતરી હતી, કે રાજા જો ખરેખરજ મહેલમાં હશે તો મારો સાદ ઓળખી કાઢશે અને ઇશારાથી કંઇક જવાબ દેશે.

આ દિવાનો કૃષ્ણદેવના રાજ્યમાંથી આવેલો છે એવી ખબર બાદશાહના જાસુસોએ તુરતજ તેને પહોંચાડી. પણ તે ગાંડોજ છે એટલે તેના ઉપર તેમને ખાસ શક ગયો નહિ. છતાં તે શું કરે છે ને શું નહિ, એની પાકી બાતમી રાખવા સારૂ બે જાસુસ એની તપાસ રાખવા લાગ્યા. ચતુર અપ્પાજીના ધ્યાનમાં એ વાત તુરતજ આવી. તેણે એ જાસુસોની ફજેતી કરવાનો વિચાર કર્યો. પછી સાંજે પેલા જાસુસો મારી ચોકી કરે છે એવું જોઇને તે દોડતો દોડતો મસાણ તરફ ગયો. ત્યાં નાચતાં કુદતાં તેણે થોડાં લાકડાં ભેગાં કર્યાં; એક ખોપરી ખોળી કાઢી ને તેમાં થોડા ચોખા ભર્યા. પછી લાકડા સળગાવીને ખોપરી તે ઉપર મૂકી. પેલા જાસુસ આ

બધું જોઇ રહ્યા હતા. તેમને તે શું કરે છે એની કશી સમજ પડી નહિ. તેથી મુંગે મોંઢે તેમણે જોયાં કર્યું. એટલામાં તો ગાંડીઆએ ખોપરી ઉઠાવીને હવામાં ઉછાળી. નીચે આવતાં તેને વળી ઉચકીને એક પથ્થર પર પટકી. ત્યાર બાદ ત્યાં વગર લાકડીએ હાથના ચાળા કરી ઘેરીયા રમવા લાગ્યો. અને પછી એકદમ દોટ મૂકી. આ બધું જોઈ તેના ગાંડપણ વિષે પેલા જાસુસોને પાકી ખાતરી થઇ ગઇ. તે પછી તેમણે તેનો પીછો છોડી દીધો. એથી પોતાના રાજાની તપાસ કરવાનું નિરાંત જીવે અપ્પાજીને ફાવ્યું.

એમ ને એમ ગાંડા તરીકે ફરતાં અપ્પાજીને એટલી બાતમી મળી કે રાજા કૃષ્ણદેવ દિલ્હીમાં નજરકેદ છે. તેના જાનને જોખમ કરવા બાદશાહનો વિચાર નથી. પણ તેની પાસે ઘણીજ ભારે ખંડણી મેળવવાનો અને તેની મશ્કરી ઠઠ્ઠા કરી તેને પજવ્યા કરવાનોજ તેનો મનસૂબો છે. આટલી ચોકસ ભરોસાપાત્ર ખબર મળતાં તેણે વિજયનગર પાછા જવાનું ઠરાવ્યું અને દિલ્હીમાં ભટકતો એ ગાંડોઘેલો એક દિવસ ગુમ થઇ ગયો અને પછી કોઇ દિવસ દેખાયોજ નહિ.

અપ્પાજીએ એક નવી યુક્તિ રચી. રાજાના ખજાનામાંથી કરોડો રૂપીયા ખરચી તેણે દેશદેશાવરથી ખૂબ તેજસ્વી સરસ હીરા માણેક, મોતી વગેરે ઝવેરાત મંગાવ્યું. પછી એક જહાજ તૈયાર કર્યું. તેમાં પેલું ઝવેરાત સાથે લઈ તે ઝવેરી તરીકે દિલ્હી આવ્યો. થોડા દિવસમાં આખા ગામમાં

વાત ફેલાઇ કે એક બહુજ પૈસાદાર પરદેશી ઝવેરી ઝવેરાતથી લાદેલાં વહાણુ લઈ નદીમાં આવ્યો છે. અમીર ઉમરાવો તેની પાસે ખરીદીએ જવા લાગ્યા. કેટલાક દિવસ બાદ તે પોતે, નજરાણું લઇને હાજર થયો. બાદશાહ પાસે ઘણું કિમતી ઝવેરાત ભેટ તરીકે તેને ચરણે મૂક્યું. (જુઓ ચિત્ર ચોથું)

તેની એ ભેટ જોઇને બાદશાહ તો અજાયબીમાં પડી ગયો અને બાકીનો માલ જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ઝવેરીએ જણાવ્યું કેઃ આપની ઇચ્છા માલ જોવાની હોય, તો તો એકાદાઉત્તમ રત્નપારખુને લઇને આપ બંદરે પધારો અને અમારો માલ જુઓ; તેની પરીક્ષા કરો. એવો કરોડોનો માલ લઈ અમારાથી અહિં, તમારા રાજમહેલમાં આવી શકાશે નહિ. માટે આપ કોઇ પારેખને લઇને આવશો તો અમે સઘળું બતાવીશું.

બાદશાહે તે વાતની હા પાડી. પછી સારા પારેખ માટે તપાસ કરતાં તેને માલમ પડ્યું કે રત્નોની પારખ કરવામાં રાજા કૃષ્ણદેવજ ઉસ્તાદ છે. તેના જેવો સાચો પરીક્ષક આખા રાજમાંથી જડવો મુશ્કેલ છે એમ બધા દરબારીઓએ પણ કહ્યું. આવો મોટો સોદો કરવાનો, તેમાં જો થાપ ખાઇ જવાય તો ભારે નુકસાન થાય. સારો પારેખ સાથે ન હોય, તો વેપારી બનાવટ કરી જાય. એટલે છેવટે રાજા કૃષ્ણદેવને સાથે લઇને બાદશાહ બંદરે ગયો. એક નાનકડી નાવડીમાં બેસી બાદશાહ, રાજા અને બીજા ત્રણ ચાર જણા ઝવેરીનું વહાણુ

નદીમાં કેટલેક દૂર લંગર નાખી પડયું હતું ત્યાં ગયા. બધા વહાણ પર ચઢ્યા એટલે અપ્પાજીએ ઈશારત કરી. વહાણ ચાલવા લાગ્યું. બાદશાહે બહુએ બુમો પાડી, પણ સાંભળે કોણ ? અપ્પાજીના હાથમાં તે કેદ થયો હતો !

આ પ્રમાણે રાજા કૃષ્ણદેવનો છુટકારો થયો. ખંડણી લેવાને બદલે બાદશાહને સામી મોટી રકમ આપી પોતાનો છુટકારો મેળવવો પડયો. તે દિવસથી અપ્પાજીની નામના પણ બહુજ વધી ગઇ. રાજા કૃષ્ણદેવ તો તે પાય એટલુંજ પાણી પીવા લાગ્યો !





કેટલાક દિવસ બાદ તે પોતે બાદશાહ પાસે નજરાણું લઇને હાજર થયો. અને ઘણું કિંમતી ઝવેરાત ભેટ તરીકે ચરણે મુક્યું.

(વાર્તા ૧૯: ચોરને માથે ઘંટીચોર)

( ૧૯ )

## શરીરનો શત્રુ કોણુ ?

એક દિવસ રાજા અને વજીર ફરવા નીકળ્યા. રાજાને પગપાળા ફરવાનો બહુ શોખ હતો. આજે તેમાં સાથે અપ્પાજી પણુ હતો. બંને વાતોના તડાકા મારતા મારતા નદીના ઘાટ પર આવી લાગ્યા. ત્યાં જુએ છે તો એક હાથી મસ્તી કરી રહ્યો હતો, અને એક માણુસ તેની સાથે ઝુઝી રહ્યો હતો. મસ્તીમાં બીજું કંઈજ નહોતું. હાથીને બહાર નીકળવું હતું. અને પેલો માણુસ જે ખાસ્સો પહાડ જેવા જંગી શરીરવાળો હતો તે તેને પુંછડી ખેંચીને પાછો નદીમાં ઘસડતો હતો. અને તેના આગળ પેલા હાથીનું કંઇ ચાલતું નહોતું એમ દેખાયું. હાથી પાળેલો હતો એ તો દેખીતું હતું. પણુ તેને પુંછડી વતી ખેંચીને પાછળ ઘસડવામાં માણુસને કંઇયે જોર

પડતું હોય એમ લાગ્યું નહિ. આવું તેનું જોર જોઇ રાજાને અચંબો થયો અને તેણે અપ્પાજીનું તે તરફ ધ્યાન ખેંચ્યું.

અપ્પાજી કહે: એ માણસ નફકરો હશે. જેને કંઇ ચિંતા કે ફિકરનો બોજો મગજ પર હોય નહિ, તેનું શરીર સારી રીતે મજબૂત બની શકે.

ના, ના. એમ તે હોય ? માત્ર ફિકર ન હોય તેટલા પરથી કંઇ આવું મજબૂત શરીર થાય ?—એવો રાજાને શક પડ્યો એટલે તેણે પેલા માણસને બોલાવી તેના ઘરબાર કુટુમ્બકબીલા વિષે ભાળ કાઢી. તે ઉપરથી માલમ પડ્યું, કે એ માણસના ઘરમાં તે અને તેની મા શિવાય બીજું કોઇ નહોતું. મા શીવવા ભરવાનું કરતી તેમાંથી બંનેનો ગુજારો સારી પેઠે ચાલતો. દીકરાને કંઇ કરવાની જરુર પડતી નહિ. એકનો એક છોકરો એટલે મા કંઈ બોલતી નહિ. અને તે ખાઇપીને આખો દિવસ ધીંગામસ્તી કરતો—ગામમાં ફર્યા કરતો અને નચિંતે લહેર કરતો. આમ ભાળ મળવા છતાં રાજાના મગજમાં અપ્પાજીનું કહેવું બરાબર ઠસ્યું નહિ, તેથી તેણે તે વાતની પરીક્ષા કરવાનું નક્કી ઠરાવ્યું. પછી તેણે અને અપ્પાજીએ મળી સંતલસ કરી, તે પ્રમાણે અપ્પાજીએ જઇને પેલા જુવાનીયાની માને કહ્યું: માજી, તમે હવે ઘરડા થયાં છો. અને તમારો દીકરો તમારો ભાર ઉપાડી નથી લેતો તેથી દુનિયામાં બહુ ખરાબ દેખાય છે. હવે તેની ઉમ્મર પણ થઇ છે. એટલે તેણે કંઇ નોકરી ધંધો ખોળવો જોઇએ. નહિ

તો, કાલે ઉઠીને તમારી દેહ લથડી તો એ ભૂખેજ મરશે કેની? તમારી સારવાર પણ એનાથી નહિ થાય, ને પોતીકું પેટ પણ નહિ ભરાય. માટે હવે તમે એને માથે થોડા થોડો કમાવાનો ભાર નાંખો.

આ વાત પેલી ડોશીમાને ગળે ઉતરી. અને પછી પેલો છોકરો ઘેર આવ્યો ત્યારે તેણે તેને આ વાત કહી. આજ સુધી કદિ કોઈ ધંધો કરેલો નહિ એટલે તે છોકરાને શો ધંધો કરવો તે પણ સૂઝ પડે નહિ. પણ હું કમાઉં નહિ, તો માનું શું થશે, એ વિચારે તેના મગજમાં ઘર કર્યું. તેને આટલા વખત સુધી આયતું ખાવા માટે પસ્તાવો થયો. અને મનમાં ચિંતા પેંઠી. તે દિવસથી તેનું શરીર સુકાવા લાગ્યું અને શક્તિ થોડી થોડી કમી થવા માંડી. તે નોકરી ધંધા સારૂ–પૈસા કમાવવાના હેતુથી આમ તેમ ભટકવા લાગ્યો. અને પૈસાની ફિકરમાં ને ફિકર તેની દેહ ગળાવા લાગી.

થોડા દિવસ પછી પાછો રાજા ગામમાં ફરતો હતો ત્યાં તેની નજર એના ઉપર પડી. તેણે જોયુ તો એનું શરીર લથડી ગયું હતું. હાથીને દૂરથી જોતાંજ તે નાસી જવા લાગ્યો!

ચિંતા એજ શરીરનો ખરો શત્રુ છે, એવી, તે દિવસથી રાજાની ખાતરી થઇ.



(૨૦)

## કુવામાંનો દેડકો !

એક દિવસ રાજાજીની હજામત ચાલતી હતી. વાતમાં ને વાતમાં રાજાએ સહજ પૂછયું: કેમ રે અપ્પા! હાલ લોકોની સ્થિતિ કેવી છે? પ્રજા ખાવે પીવે સુખી છેને?

એટલે હસીને પેલા હજામભાઈ કહેઃ શી વાત કરવી સરકાર! બધે લીલા લહેર છે અને આનંદમંગળ વરતે છે. ગરીબમાં ગરીબ માણુસ પાસે સુદ્ધાં કંઇ નહિ તો શેરભાર સોનું હશે! દરેક માણુસ સુખી છે.

હજામે સૌ સુખી છે, એમ કહ્યું તે તો રાજાના ધ્યાનમાં ઉતર્યું. પણ પેલી શેરભાર સોનાની વાત તેને સમજાઇ નહિ. એટલે એ વાતમાં શો ભેદ રહેલો છે તે જાણુવા સારૂ તેણે અપ્પાજીને ફરમાવ્યું.

અપ્પાજીને તો માણુસનો સ્વભાવ પારખી જવાની સારી આવડત હતી. એટલે હજામના બોલવાનો ભેદ તેને સમજાયો. છતાં પાકી ખાતરી કરવા સારૂ એક વાર હજામ રાજાને ત્યાં સેવામાંજ હતો, ત્યારે તે તેને ઘેર ગયો. પોતાની પાસેના ઝુમખા વતી ઘર ઉઘાડયું ને તપાસ કરી તો માલમ પડયું કે હજામની પેટીમાં બરાબર એક શેરભાર સોનાની એક લગડી હતી!

હરેક માણુસ પોતાના માપથીજ બીજા બધાનું તોલ કરે છે એ વાત અપ્પાજી જાણુતો હતો. અને હજામ પહેલેથી બોલ્યો ત્યારેજ તેને આવું હશે એમ શક પડયો હતો. હવે રાજાની બરાબર ખાતરી કરવા સારૂ તેણે પેલી લગડી ઉપાડી લીધી અને પાછું ઘર ચોકસ બંધ કરીને પોતાનો રસ્તો પકડયો.

બે પાંચ દિવસ કેડે તેણે રાજાને કહ્યું: મહારાજ, મેં આપની આજ્ઞા પ્રમાણે શોધ કરી છે. પણુ તે હું આપને કહું તે કરતાં આપ પોતેજ ફરીથી એ હજામને આગળ મુજબ સવાલ પૂછજો. એટલે સમજાશે.

આ બાજુ પોતાનું સોનું ચોરાઇ ગયાની ખબર હજામને તુરતજ પડી. પણુ બિચારો કરે શું? ઘરમાંથી કોઇ પણુ બીજી વસ્તુની હેરફેરી થઇ નહોતી. અને સાક્ષી પૂરાવો કંઇ મળે નહિ એટલે મનમાં ને મનમાં સમજીને બેસી રહ્યો.

પછી જ્યારે રાજાએ હજામત કરાવતાં આગળ મુજબ

સવાલ કર્યો ત્યારે હજામ જવાબ દેતાં અચકાયો. તેનાં મ્હોં-માંથી શબ્દજ ઝટ નીકળે નહિ. અચકાતાં અચકાતાં પછી તે બોલ્યોઃ મહારાજ, કંઈ સારી સ્થિતિ નથી. ચોરીઓ બહુ થાય છે. લોકોનું નાણું હરાવા લાગ્યું છે તેથી પ્રજા ગરીબ બને છે. પોલીસ ખાતાનો બંદોબસ્ત થવો જોઈએ, નહિતો પ્રજાને ભૂખે મરવા વારો આવશે.

આમ એક મહિના જેટલી પણ મુદ્દત વીતી નથી એટલામાંજ હજામનું મગજ કેમ ફરી ગયું, ને તે ઉંધીજ વાત કેમ કરવા લાગ્યો તે રાજાને સમજાયું નહિ એટલે તેણે અપ્પાજીને પૂછ્યું.

અપ્પાજીને પૂછતાંજ તે તો ખડખડ હસવા લાગ્યો. પછી તેણે રાજાને બધી વાત સમજાવી, કે હરેક માણસ કૂવામાંના દેડકાની જેમ પોતાના માપથીજ દુનિયાનું તોલ બાંધે છે. જેમ કુવામાંનો દેડકો એમ સમજે છે કે મોટો-મહાસાગર આ કૂવા જેવડોજ હશે,—બહુ તો બે કુવા જેવડો હશે, તેમ જ્યારે હજામ પાસે સોનું હતું ત્યારે તેણે કહ્યું કે દુનિયા સુખી [illegible]ને ને ચોરાઈ ગયું ત્યારે કહ્યું કે દુ-નિયા ચોરીઓને લીધે ભૂખે મરશે, અને દુનિયા તો તેના તેજ હતા, [illegible]ના કશો ફેરફાર નહોતો.

રાજાને આ વાત જાણી ઘણું કૌતુક લાગ્યું.



## (૨૧)

# વેદિયા ઢોર

એક વાર કૃષ્ણદેવ રાજા પાસે પાંચ ઉત્તમ, ભણેલા વિદ્વાન બ્રાહ્મણ આશ્રયાર્થે આવ્યા. તેમણે પોતાની આખી જીંદગી ભણવામાંજ—શાસ્ત્રોના પઠનપાઠનમાંજ ગાળી હતી અને તેથી દરેક જણ પોતપોતાના શાસ્ત્રમાં એક્કો હતો, અને બીનહરીફ ગણાતો. તેમાંનો એક સંગીતશાસ્ત્રનો ઉસ્તાદ હતો. બીજો તર્કશાસ્ત્રમાં હોંશિયાર હતો. ત્રીજો ભાષાશાસ્ત્રી હતો. ચોથો આયુર્વેદ એટલે કે દેશી વૈદકનો ખાં કહેવાતો. છેલ્લા પાંચમા ભાઇસાહેબ મોટા જોશી હતા. આમ પાંચે મળીને કુલ તમામ વિદ્યાઓ હાથ કરી હતી અને તેથી જ્યાં એ પાંચ હોય ત્યાં જાણે સાક્ષાત સરસ્વતીનોજ વાસો હોય, એમ ગણાતું.

અપ્પાજીનો એવો અભિપ્રાય હતો, કે આવા બહુ ભણેલા વિદ્વાનોમાં વહેવારિક અક્કલનો છાંટો પણ નથી હોતો. જેમ જેમ તેઓમાં પુસ્તકિયા જ્ઞાન વધારે, તેમ દુન્યવી અક્કલ ઓછી. એટલે આ પંડિતરાજોને દક્ષિણા દેતાં પહેલાં તેમની પરીક્ષા કરી જોવાનું એણે ઠરાવ્યું. પછી તે સૌને સીધાંસામાન ખરીદી લાવવા સારૂ પૂરતા પૈસા આપી તેણે કહ્યું: તમે પહેલાં ખાવાનું બનાવીને ભોજન કરી લ્યો. પછી તમારી દક્ષિણાનો વિચાર કરીશું.

પંડિતોએ તે કબુલ્યું અને પાંચ જણાએ પાંચ કામ વહેંચી લીધાં. તેમાં વૈદરાજે શાકભાજી લાવવાનું, તર્કશાસ્ત્રીએ ઘી તેલ વગેરે મોદીઆણું લાવવાનું, જોશી મહારાજે પત્રાળાંની વ્યવસ્થા કરવાનું, ગવૈયા મહારાજે ચુલો સળગાવી તૈયાર કરવાનું અને ભાષાશાસ્ત્રીએ ગામમાં જઈ ઉત્તમ દહિં લાવવાનું માથે લીધું.

પછી દરેક જણ પોતપોતાને કામે ગયો.

તર્કશાસ્ત્રી મહારાજ વાસણમાં ઘી લઈને આવતા હતા, એટલામાં તેમને એક શંકા આવી. વાસણ ઘીને આધારે છે, કે ઘી વાસણના આધારે એ ભારે સવાલ તેમના મગજમાં ઉભો થયો. પણ એ વાતનો નિર્ણય કરવો કેમ? તેગણે વાસણ આમ તેમ ઉલટાવીને જોવાનું ઠરાવ્યું. વાસણ ઉંધું કરી જોતાંજ ઘી તો ઢોળાઈ ગયું. તર્કશાસ્ત્રી મહારાજને સવાલનો જવાબ તો મળ્યો પણ પૈસાને અભાવે ખાલી વાસણેજ

પાછા આવવું પડયું.

શાકભાજી લેવા વૈદરાજ ગયા હતા. ત્યાં બજારમાં જાતજાતના શાકના અનેક ઢગલા મારેલા હતા. વૈદરાજે તુરીયાં દીઠાં: ના, ના એ તો પિત્ત કરે, એ કામના નહિ! પછી બટાકા જોયા: એ તો વાયડા, એ ખાઇને કોણ તંદુરસ્ત રહે ? એ પ્રમાણે સુરણ, વેંગણ, ટીંડોરા, ગલકા વગેરે સર્વ જોતાં તેમને પ્રત્યેકના અવગુણ યાદ આવે. અને તેથી છેવટે વગર શાકે જમવાથીજ સૌનું આરોગ્ય જળવાશે એમ મન સાથે નકકી કરી તેઓ હાથ હલાવતા પાછા ઘેર આવ્યા.

ભાષાશાસ્ત્રીએ જઈને ભાટિયાને ત્યાં "દધિ" માંગ્યું. "દધિ"માં તે સમજે નહિ. તેણે તો કહ્યું: મારે ત્યાં તો ધંધ છે. ભાષાશાસ્ત્રી તો કહેઃ મારે શુદ્ધ દધિ જોઇએ. ચાર પાંચ વાર એમણે એ શબ્દની વ્યુત્પત્તિ પેલાને સમજાવી, પણ તેને ગળેજ ન ઉતરે. છેવટે તેણે કંટાળીને મહારાજને વિદાય કર્યા અને મહારાજ પાછા ઘેર આવ્યા.

બીજી બાજુ ગવૈયાની શી ગમ્મત બની તે સાંભળો. તેણે ભાત ઓરેલો. તે ખદખદવા લાગ્યો. એ ખદખદાટ એને સંગીત જેવો જણાયો. પણ કેમે કરી એનો શાસ્ત્રીય ઠેકો બેસે નહિ. એણે પ્રયત્ન કર્યો. પણ કંઇ વળેજ નહિ. એ પરથી તેને એટલી બધી ચીડ ચઢી કે સિજવા આવેલા ભાતનું તપેલું લાત મારીને ગબડાવી દીધું. તેમ કરતાં ચુલો પણ ભાંગી ગયો.

પણ પેલા જોશીમહારાજની ફજેતી એથીયે વસમી થઇ. તેઓ પત્રાળાને માટે વડનાં પાંદડાં કાઢવા એ ઝાડ પર ચઢ્યા. પણ એટલામાં તેમના માથા પર સરડાનો અવાજ સંભળાયો. સરડો બોલે, એટલે કોઇ પણ કામ પાર પડેજ નહિ એવું જ્યોતિષશાસ્ત્રનું પ્રમાણ તેમને યાદ આવ્યું. એટલે પાંદડાં તોડવાનું બંધ કરી તેમણે નીચે ઉતરવા માંડ્યું. પણ અડધે આવતાંજ નીચે–હેઠ નીચે એક સરડો બોલ્યો. ચાલો, થઇ રહ્યું. આવે અપશુકને નીચે પણ કેમ ઉતરાય? એટલે જોશી મહારાજ તો અધવચ્ચેજ ઝાડ પર લટક્યા!

ત્રણ ત્રણ પહોર વીતી ગયા, છતાં હજુ પંડિતવરો જમી પરવારીને દક્ષિણા લેવા આવ્યા નહિ એવું જોઈ અપ્પાજીએ સિપાઈ મારફત ભાળ કઢાવી, તો સઘળા એક બીજાને દોષ દેતા, બખાળતા, ભૂખ્યા બેઠેલા માલમ પડ્યા!

પછી અપ્પાજીએ તેમના જમવાની વ્યવસ્થા કરી અને થોડુંક વહેવારિક જ્ઞાન શીખીને દક્ષિણા લેવા આવજો એવું જણાવીને વિદાય કર્યા.

સમાપ્ત.

# વિદ્વાનો અને પત્રો શું કહે છે?

## સૌરાષ્ટ્રની ભલામણ

ગાંડીવનાં નવા રમકડાંના મથાળા હેઠળ ૯–૧૦–૧૧–૧૨ એ ચાર મણુકાની સમાલોચના કરતાં છેલ્લું વાક્ય સૌરાષ્ટ્ર લખે છે:

ગુજરાતના ગરીબ બાલસાહિત્યમાં સરસ ઉમેરો કરનાર આ ચારે પુસ્તકોને અમે આવકાર આપીએ છીએ અને સાધનસંપન્ન બાળકો આ ચારે રમકડાં મેળવવા ગાંડીવ સાહિત્ય મંદિર ઉપર મારો ચલાવે એવું ઇચ્છીએ છીએ. (૪–૨–૨૮)

## પ્રજાબન્ધુનો અભિપ્રાય

ગાંડીવ બાલોદ્યાનમાળાના આ પુસ્તકો વડે નાની વયનાં બાળકોને જોઇએ તેવું રમુજી અને બોધક વાચન મળતું જાય છે અને બાળસાહિત્યની એ શાખા ખીલતી જાય છે.

## પ્રો. એ. કે. ત્રિવેદી લખે છે:

બાળકોના શાળા જીવનને રસમય બનાવવું હોય તો આવાંજ પુસ્તકો તેમના હાથમાં મૂકવા ઘટે.

## શ્રીમતી સ્ટોકબ્રીજ લખે છે:

ચોપડીઓ ભારે રૂપાળી અને બાળકોને રસતરબોળ કરે તેવી છે. તમે આપણાં બચ્ચુડીયાંના જીવનમાં આનંદ પૂરવા આ ચોપડીઓ કાઢી તેથી હું બહુ રાજી થઇ છું. (શ્રી સ્ટોકબ્રીજ મુંબાઇની કન્યાશાળાઓના નિરીક્ષક છે.)

પ્રસ્થાન, સાહિત્ય, પ્રજામિત્ર, સાંજ વર્તમાન વગેરે એકેએક પત્ર ખૂબ વખાણ કરે છે. કોઇ પણ શાળા, કે કોઇ પણ કુટુંબ એ વિનાનું રહેવું ન ઘટે. નહિ ભણતાં બાળકોને ભણતાં કરવા હોય તો અજમાવો, લખો.





# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

ગુજરાતના બાળસાહિત્યમાં સ્હેજે પહેલે નંબરે આવી ગયેલાં, વિલાયતનાં પુસ્તકો સાથે ટક્કર ઝીલે એવાં રૂપાળાં પૂંઠાં, જાડા કાગળ, મનોહર છપાઈ ને પથ્થરી આકૃતિઓવાળાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦-૪-૦ |
| ૨ | બકુલ | ૦-૬-૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦-૮-૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦-૮-૦ |
| ૫ | નીલમ | ૦-૬-૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦-૪-૦ |
| ૭ | બાળવિહાર | ૦-૧૨-૦ |
| ૮ | જય બજરંગ | ૦-૬-૦ |
| ૯ | વાઘોનું વન | ૦-૪-૦ |
| ૧૦ | જાદુઇહાર | ૦-૪-૦ |
| ૧૧ | બરફીપુરી | ૦-૫-૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦-૪-૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦-૬-૦ |
| ૧૪ | કચુંબર | ૦-૩-૦ |

બાળકો અને બાળાઓમાં લ્હાણી કરવા માટે અનુપમ છે.

**ગાંડીવ સાહિત્ય મંદિર**

કેળાંપીઠ, સુરત